# મોહિની.

એક વારતા.

## ભાગ ૧ લો.

રચનાર


કવિ ગિર્ધરલાલ હરકીસનદાસ

સુરત સગરામપરા.





અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રીંટીંગ એન્ડ
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૦. ઇ૦ સ૦ ૧૮૮૪




મૂલ્ય અરધો રૂપીયો.

પરમ ધર્મનિષ્ઠ, સદગુણ નિધાન,

# हरिप्रसादभाइ संतोषरामजी देशाई.

मु. भावनगर.

## दोहरा.

સદ્વિદ્યા સત્પુરૂષને, સદાચર્ણ સદ્ધર્મ,
સદ્ગુણ સત વચનાદિપર, પ્રીતીછે તમ પર્મ. ૧
પરમ પરીક્ષક ગુણના, તેમ તત્વના જાણ,
વિમળ બુદ્ધિ વિવેકને, ઉદારતાની ખાણ. ૨
પ્રેમી કવી પંડીતના, દયા નિધી વળિ દક્ષ,
શ્રીમંતમા શિરોમણી, પરમારથ પર લક્ષ. ૩
નિજ સમાન ઉપર સદા, પ્રીત ખચિત પ્રેધાય,
એ નિયમે ઉપલા ગુણો, સઘળાછે તમ માંય. ૪
યથાવિધી અધિકારિ લહિ, ગ્રંથાર્પણનું માન,
આપિ અહું ચિરકાળરહો, સુખ સૌભાગ્યનિધાન. ૫
સંતોષ સૂતને ઉપમા, અધિક કવી શી દેય,
નામે હરીપ્રસાદ તે, અમૃત ગિરધર કેય. ૬



# પ્રસ્તાવના.

જ્યારથી પુસ્તક રચી પ્રસિદ્ધ કરવાનો આરંભ કર્યો છે ત્યારથી આજસુધીમાં સર્વ પદ્ય રચનાના પુસ્તકો છપાવવાનું બની શક્યુંછે. અને પદ્ય રચનાના પ્રેમી સજ્જનોએ તેવાં પુસ્તકો વાંચી સંતોષ પણ જણાવ્યોછે. કવિતા વાંચવાનું અને વાંચીને યથાસ્થિત સમજવાનું સજ્જનોના બુદ્ધિ, વિદ્યા, અને પ્રેમ ઉપર આધાર રાખેછે. જગતમાં સજ્જનોની પંકતી પાર વિનાનીછે અને તેમાંની કેટલીએક બુદ્ધિવાન હોયછે કેટલીએક વિદ્વાન અને કેટલીએક પ્રેમી તેમજ એ ત્રણ સાધનો સંયુક્ત પણ કેટલીએક હોયછે, કેટલીએક બે સાધનોએ યુક્ત અને કેટલીએક માત્ર એક સાધનવાળી હોયછે. આવી નાના પ્રકારની સજ્જનોના જાતીમાં કોઇ એવી પણ હોયછે કે જેને પદ્ય રચના કરતાં ગદ્ય રચના વાંચવી વિશેષ પ્રિય લાગેછે. અને જગત કરતાની પ્રેરણા પણ તેવી જાતીના સજ્જનોની અભિલાષા પુર્ણ કરવા માટે કેટલાએક વિદ્વાનોને થાયછે. જેથી તેઓ ગદ્ય રચનાના પુસ્તકો પ્રસિદ્ધ કરેછે. આ સમયે મારા અંતઃકરણને પણ સર્વેશ્વરની ઇચ્છાનુરૂપ સુચના થવાથી આ લઘુ પુસ્તક ગદ્યમાં રચાઇ પ્રસિદ્ધ થયુંછે. એનો મુખ્ય વિષય, કેટલોએક કાળ થયાં આર્ય પ્રજામાં દિકરી દિકરાના લગ્ન બાળપણામાં સમાનપણાનો વિચાર ન કરીને કરવાની રૂઢી ચાલી આવે છે; તે શાસ્ત્ર વિરૂદ્ધ હોવાથી એ રીતે પરણેલાં જોડાંઓને સંસારમાં સુખ મળવાને ઠેકાણે અપાર દુખમાં બળવાનો સમય આવેછે, તેનો અટકાવ થાય અને શાસ્ત્રાજ્ઞા પ્રમાણે

કન્યા તેર વર્ષની અને વર બાવિસ વર્ષની વયે એક બીજાને વિદ્યા, રૂપ, અને લક્ષણમાં સમાન હોય તેવાં પરણાવવાના માર્ગની પ્રવૃત્તિ થાય એવોછે. આ વિષયને બલિષ્ટ કરવા માટે સંસારના બીજા ઘણાએક વિષયોનુ પણ સહજ વર્ણન કરી સજ્જનોના ઉપયોગાર્થે આ લઘુ પુસ્તક પ્રગટ કર્યુંછે.

સુરત સગરામપરા. — કવિ

સંવત ૧૯૪૦ના માઘશુકલ ૫ — ગીરધરલાલ હરકીસનદાસ.



# ગ્રંથારંભે મંગળાચરણ.

અનંત કોટી બ્રહ્માંડની ઉત્પત્તિ સ્થિતી અને નાશ જેનો વિલાસછે, જેના કિર્તિ અનંત સૃષ્ટી અહરનીશ ગાયછે, મોટા મોટા સિદ્ધોના સમૂહ જેનું ધ્યાન ધરેછે, જે સર્વનું આદીછે, જે સર્વને જાણેછે, જે અનંતછે, અતિ શૂક્ષ્મ અને સર્વ વ્યાપીછે, સતચિત આનંદછે, મંગળ રૂપ છે, જેની શકતી વડે સૂર્ય ચંદ્ર, ગ્રહો અને અગ્ની પ્રકાશ કરે છે, જેની શકતીવડે વાયુ વહન કરેછે, જેની શકતી વડે મેઘ વૃષ્ટી કરેછે, પૃથ્વી જગતનું ધારણ કરેછે, સમુદ્ર જેની મરિયાદામાં રહેછે અને આકાશ સર્વ સૃષ્ટીને અવકાશ આપેછે, એવા જે પરમ કૃપાળુ પરમેશ્વર તેને આઠ અંગવડે દંડવત નમસ્કાર કરી તેણે જે બુદ્ધી મને આપી છે તેના યોગ વડે આ ગ્રંથનો આરંભ કરૂંછું. એનો ઉદ્દેશ તે પરમેશ્વરની અનુકંપા વડે પાર પડે એથી તેને મારી અંતઃકર્ણ પૂર્વક પ્રાર્થના છે.

# મોહિની.



સુમારે સો વર્ષ ઉપર ધારાવતી નગરીમાં ધરણીધર નામે એક વણીક ગ્રહસ્થ રેહેતો હતો, તેને એક પુત્ર પરમાનંદ અને એક પુત્રી મોહની નામે બે છોકરાં હતાં. પરમાનંદના લગ્ન સુરજ સાથે પરમાનંદની સોળ વર્ષની વયે થયા હતા. મોહનાને બાર પુરાં થઈ તેરમું વર્ષ બેઠું, તે સમયે તેને લાયક વરની તપાસ કરવા સારૂ ધરણીધરે તેના પુત્ર પરમાનંદને આગ્ના આપી. ધારાવતીમાં મોહનાને યોગ્ય વર નહોવાથી પરમાનંદ પ્રદેશ ગયો અને જે જે નગરમાં ભાળ લાગી ત્યાં ત્યાં જઈને પોતાની ન્યાતીના આગેવાનોની સાથે ઓળખાણ કરી જુવાન પુરૂષોની સાથે હરવા ફરવાની ગોઠવણ રાખી તેઓના ગુણ વિદ્યા અને કુળની તપાસ કરી. એ તપાસમાં પરમાનંદને તો એકે પુરૂષ ધ્યાનમાં આવ્યો નહીં અને એ કારણથી પોતે પોતાની બેન મોહનીને યોગ્ય વર કેમ અને ક્યાં મળશે એવા વિચારમાં રહીને બીજા થવા લાગ્યો. પણ મોહની ઉપવર થઈ છે અને તેને હવે જરૂર કોઈ પુરૂષને પરણાવી આપવી એટલે પરમાનંદે લાચારીથી પોતાના એક મિત્રને સલાહ પુછી. મિત્રનું નામ કાળીદાસ હતું. તેણે પોતાના નામ પ્રમાણે સલાહ આપી. તે એવી કે જેથી પરમાનંદની, મોહનાને યોગ્ય વર મેળવવાની મતલબ એક બાજુપર રહી જાય ને બધી રીતે અયોગ્ય વર મળે તેવી હતી. કાળીદાસને એક પુત્ર હતો તેને કન્યા મળતી ન હતી કારણ કાળીદાસના પુત્ર તે કોયલ જેવા વાનવાળા હતા. આવા કઠિણ સમયમાં કાળીદાસની સલાહ પરમાનંદે પુછી એટલે જેમ કેહેવત છે કે ભાવતું હતું

ને વૈદે બતાવ્યું તેમ થયું. કાળીદાસને પોતાનાં દિકરાનું વેવીશાળ કરવું હતું એટલે તેણે એક એવા શખ્સ ખોળી કાડયો કે જેને એક દિકરો અને એક દિકરી હતાં. આ શખસનું નામ નાનાલાલ હતું અને તેના દિકરાનું નામ રામલાલ હતું. અને તેઓ ધુળીયા નામે ગામમા રેહેતા હતા, રામલાલનું લગ્ન પ્રથમ કર્યું હતું તે સ્ત્રી સુમારે સતરેક વર્ષની વયે મરી ગઈ હતી, તે પછી ફરીથી લગ્ન કર્યું હતું તે સ્ત્રી જેવી જોઇએ તેવી રૂપવાન ન હતી. આ વાતની ખબર કાળીદાસને પક્કી રીતે પડેલી હોવાથી તેણે રામલાલને સીસામાં ઉતાર્યો કે તારી વહુ કરૂપછે અને ધરણીધર શેઠની દિકરી મોહની અત્યંત રૂપવાન છે માટે તું તેની જોડે પરણવાને કબુલ થા અને એ કબુલત તારા પિતા પાસે અપાવ. માત્ર એવી રૂપવાન સ્ત્રી તને મળે તેને માટે તારે તારી બેન મારા પુત્ર સામજી વેરે દેવી. રામલાલે કહ્યું કે મારી મરજી રૂપવાન કન્યા હોય તો ફરીથી પરણવાની છે પણ તમારા કેહેવાની સાબીતી શી? કાળીદાસે કહ્યું સાબીતી કેવી રીતની આપું? તમે કહો તો હું તે કન્યાનું ચિત્ર મગાવી દઊં અને તેમ નહીં તો તમારી ખાતરીનું કોઈ માણસ ધારાવતી નગરીમાં મોકલી પ્રત્યક્ષ જોઈ આવે એ સાબીતી રામલાલે કાળીદાસની વાત ઉપર ભરોસો રાખ્યો કારણ મોહીનીનો બાઈ કાળીદાસ જોડેજ હતો એટલે તેના રૂપ રંગને હોશીયારી પ્રમાણે તેની બેનની હશેજ એવું પોતે સમજ્યો. રામલાલે જ્યારે આવી નજર પોંચાડી પોતાની ખાતરી કરી ત્યારે એ વિચાર તેણે પોતાના પીતા નાનાલાલને જણાવ્યો અને તેની પાસે હા પડાવી. એક દિવસ રામલાલને કાળીદાસ બે જણા બજારમાં ફરવા ગયા; પરમાનંદ તે દિવસે ઘેર રહ્યો હતો. આવો એકાંતનો વખત

જોઇને રામલાલે કાળીદાસને પુછ્યું કે મોહની એવું નામ શા ઉપરથી પડ્યું હશે? તેણે કહ્યું કે એ કન્યાનું રૂપ એવું અનુપમછે કે રાજાની રાણી સરખી એની પાસે દાસી પણાને પ્રાપ્ત થાય. મોહનીના કેશ કાળા, ચમકતા ને કટી પર પડે એવા છે. કપાળ વિશાળ અને કાંતીવાળું, નયન લાંબાને ચંચળ, ગાલ ગુલાબના ફુલ, અધર બિંબફળ ગરદન શંખ સરખી, પાતળુ ત્રીવળીયુક્ત પેટ, કમળની દાંડી સરખા હસ્ત અલ્પ કટી ઘાટદાર ચર્ણને પાની લાલ એવું તો એનું રૂપછે. ચાલ લટકતી, નજર પ્રેમથી ભરપુર, હસણી મંદ, વાણી મધુર, સ્વભાવ સુઘડ બુદ્ધી કુશાગ્ર રસીકને ધર્મ ઉપર આસતા એવા તો લક્ષણોછે. લખનને વાંચનનું પણ ગ્નાન સારૂં છે. આ વર્ણન સાંભળીને રામલાલનું મન મોહ પામ્યું. અને ખરૂંજછે જેમ એનું મન મોહી ગયું તેમજ તમામ રસીક પુરૂષોનું મોહ પામે એમાં આશ્ચર્ય નથી અને એ ઉપરથીજ મોહની એવું નામ એ કન્યાને પ્રાપ્ત થયું હતું. પરમાનંદ કાળીદાસની આ ગોઠવણ પ્રસન કરી નહીં પણ બીજું સ્થળ ક્યાંહી હતું નહીં તેથી તેણે પોતાના પિતા ધરણીધરને પત્ર લખ્યાં હકીકત સર્વ વીદીત કરી. આણીગમથી રામલાલનો પીતા માગું કરવા ધરણીધર શેઠ પાસે આવ્યો એટલે શેઠ રાજી થયા અને વસંતપંચમીને દિવસે મોહનીની સગાઇ રામાલાલ વેરે કરી આ સગપણ ધારાવતીમાં નહી પણ મુંબઇ મધ્યે થયું, કારણ તે વખતે મુંબઇ આવી આબાદીમાં નહી હતું છતાં ત્યાં ધરણીધર શેઠે નવીજ પેઢી કાઢી હતી તે માટે પોતે મુંબઇ ગયા હતા અને ખુશીએથી નાનાલાલ પણ ત્યાંજ શેઠને પાસે આવ્યા હતા.

મુંબઇથી પત્રદ્વારા ધારાવતીમાં સમાચાર આવ્યા કે

મોહનીની સગાઈ ધુળીયામાં નાનાલાલના પુત્ર રામલાલ વેરે શોક ઉપર કરી છે. પરમાનંદના પત્રોથી રામલાલના ઘરની તેમજ ધંધા રોજગારની અને રૂપ ગુણની ખબર મોહનીને પડી હતી. તેથી સગપણ થયું સાંભળીને મોહની અને તેની સખી માલતી બેઉએ ઘણીજ ઉદાસ થઈ અને એ ઉદાસીમાં મોહનીએ તે દિવસે કંઈ ખાધું નહીં, સુજ્ઞ વાંચનાર તમને નિસંશય અફશોષ થશે. મોહનીના રૂપ ગુણની માહીતી તમને થઈ છે, અને તેનું સગપણ રૂપ ગુણમાં તેનાથી સો દરજ્જે ઉતરતા રામલાલ જોડે કર્યું, એ જાણે મોહનીની છાતીમાં બાણ માર્યું હોયના! તેમ થયું; અને એશું થોડી ઉદાસીનું કારણ છે? એથી બીજી ઉદાસી આવી રહી. આ સંસારમાં સ્ત્રી પુરૂષનું જોડું જગત કરતાએ પેદા કર્યું છે તે કેવા ઉત્તમ હેતુ અને સુખને માટે છે તેનો કશો વિચાર મોહનીના પિતાએ ન કરતાં તેના વિવાહ તેને અણગમતા વર જોડે કીધા. મોહની તેની સખી માલતી પ્રત્યે રાત દિવસ એજ ઉદાસીના વાત કરતી. ને કેહેતી કે સખી જેનું મુખ જોવાને ઉત્સાહને બદલે કંટાળો આવે, જેની વાત સાંભળતાં આનંદને બદલે દુઃખ ઉપજે એવા વર જોડે મારા દિવસો કયમ જશે? અરે જેને વિદ્યા શી વસ્તુ છે તેની કાંઈ પણ ખબર નથી, એવા પશુની જોડે મનુશ્યનો સહવાસ કેવી રીતે થશે. વિદ્યા હોય ત્યાંજ વિવેક, સુઘડતા, સુજનતા અને સમજણ હોય છે. અને એ ન હોય જેનામાં તેની સંગે જીવતર બ્યર્થ કાડવા કરતા પરમેશ્વર પાસે પોતાનો અંત જલદી માગવો એ વધારે સારૂં છે. આવાં મોહનીના વચન સાંભળી માલતીનું રદય ભેદાઈ જતું અને સદગદિત કંઠે તે પોતાની સખીને પરમેશ્વરની ઈચ્છા અને શક્તી અતર્ક્ય અને અગમ્ય છે, તે ક-

ઈ વખતે ક્યાં કામો કરેછે તેની કોઇને રતીએ ખબર પડ-
તી નથી આદી લઈ ધૈર્ય આપે એવાં વાક્યો કેહેતી.

એક સમય પ્રાતઃકાળને વિષે પૂર્વ દિશાએથી રવી કિરણો-
એ પૃથ્વી ઉપરના અંધકારનો નાશ કરી ઉમંગ આપે
એવો પ્રકાશ કર્યો, પક્ષીઓ પોતાના તરેવાર મધુર અવા-
જથી નાના પ્રકારના શબ્દ કરી આળસુ જનોને જાગ્રત
કરતા હતાં, દેવ મંદિરોમાં મંગળા આરતી થતાંને નોબત
શંખ ઘડીયાળ ને ઘંટાના નાદનો મનોહર ઠાઠ ચાલી રહ્યો હ-
તો; ચતુર પતિવૃત્તા સ્ત્રીઓ જેમ વાદળમાંથી વિજળી ઝ-
બકારા કરેછે તેમ પોતાની મેડીની બારીઓમાને ઝરૂખા-
માં હરતી ફરતી જણાતી હતી. કેટલાંએક સ્ત્રી પુરૂષો પો-
તાના ઓટલાપર દાતણ કરતાં હતા, કેટલી સ્ત્રીઓ આગ-
ળે ઓટલેથી વાસીદાં કાઢતી અને કોઈ કોઈ જગે દળણાંનો
ધાર અને તેની જોડે દળનારીના ગીતનો સોર સંભળાતો હ-
તો. જ્યાં સાધુઓના મઠ હતા ત્યાં તેઓ પોત પોતાના નિ-
ત્ય કર્મમાં લાગેલા કોઈ આખી સર્વાંગેખાખ ચોળતા કોઈ
ગોપી ચંદનના ટીલાં કરતા કોઈ સ્નાનાદિક કરતા કોઈ રા-
મ કૃષ્ણાદિક પરમેશ્વરના નામોચ્ચારણ કરતા અને કોઈ
ચલમ ફુંકતા હતા કેટલાએક સિરવીના તાન મારતા અ-
ને કોઈ પ્રભાતિના પદ ગાતા હતા; નાના છોકરાંઓ પાટી
ખડીઆ લેઇ નિસાળે જતા અને બજાર તથા ચૌટાની
દુકાનોમાં કેટલી એક ઉઘડેલી કેટલી એક ઉઘડવાની તૈયા-
રામાં હતી. નદી કિનારે નરનારીઓ નાહાતાં ધોતાં અને
પનઘટ ઉપર પણિહારીઓની ભીડ થવા લાગી હતી. કે-
ટલાક નઠારા સ્વભાવના સ્ત્રી પુરૂષો આ સમે લડતાં વઢ-
તાં અને નઠારા શબ્દો બોલતાં હતાં અને જેની પ્રકૃતી
અસ્વસ્થ હતી તેઓ વૈદ્યને ઘેર ઔષધ લેવા જતાં હતાં.

રાજ દરબારને વિષે ગોલાંઓ કામ કાજમાં જતાં આવતાં કેટલાએક નાના કુંવરોને કેડે લઈ ફરતાં અને ભાટ ચારણો રાજાની પ્રસંશાના કવિતો બોલતા હતા. રસ્તાઓ ઉપર આસતે આસતે માણસોની આવજાવ વધવા માંડી હતી અને કોઈ કોઈ ધર્મનીષ્ટ શ્રીમંતોને આંગણે બ્રાહ્મણો તેમ સાધુઓ મુઠ્ઠી લેવાને એકઠા થયા હતા. એવા સુંદર પ્રભાતના વખતમાં વાડી બગીચાઓમાં સુગંધી પુષ્પો ઉપર થઈ મંદમંદ વાયુની લ્હેરો નિકટના સ્થળને સુગંધની ઝપટથી ગરકાવ કરતી હતી. અને ધર્મશાળાઓમાંથી પંથી જનો પોતાના પોટલાં લઈ માર્ગ ઉપર ગમન કરતા હતા તેમજ ગાડાંઓમાં પણ કેટલા એક બેસી પોતાની ગાંસડી સંભાળી નીકળવાની તૈયારીમાં જણાતાં હતાં કેટલાએક મુસાફરો એ સમયે નગરમાં પ્રવેશ કરતા હતા નગરની આસપાસ નાના ગામડાંઓમાંથી શાક દુધ વગેરે વસ્તુઓ લઈ ગામડીઆ લોકો પણ નગરમાં હોંસ ભર્યા તેમ કિંચિત શ્રમિત થયલાં પ્રવેશ કરતાં હતા. તેઓની સાથે એક જુવાન પુરૂષ જેનું વય આસરે પાંત્રીશેક વર્ષનું હતુ પણ તેના શરીરનો ઘાટ એવા હતો કે તે ત્રીશ વર્ષનુંજ કળ્યામાં આવે તે પણ ધારાવતી નગરીમાં આવ્યો. અને ધરણીધર શેઠને ઘેર કોઈની ભલામણનો પત્ર લઈ આવેલો તે આપી ત્યાં તેણે મુકામ કીધો. એ જુવાન પુરૂષ કોઈ વેપારી નહી હતો પણ પોતાની સ્ત્રીના મરણથી ઉદાસ વૃતીને લીધે દેશાટણ કરવા નીકળ્યો હતો. એનો દેખાવ ઘણો સભ્ય અને મનહર હતો. એના શરીરનો રંગ ઘઉલો, કદ ઉચું અને બાંધો પાતળો હતો. એની આંખમાં પ્રેમને શરમ તેમજ એના ચ્હેરા ઉપર સત્યતા અને માનની છાપ પડેલી જણાતી હતી. એનો પોશાક સાદો તેમ એના શરીરને શો-

ભાવે એવો હતો. આભુષણ ધારેલાં નહીં હતા. પણ એનું વદનજ આભુષણ રૂપ હતું. ધરણીધર શેઠ તેમજ તેના પુત્ર પરમાનંદ કાંઈ ઘેર હતું નહી, પણ તેમના બીજાં ભાઇઓ અને તેમના નોકર ચાકરોને સ્ત્રીવર્ગ ઘેર હતાં. આ પરોણાને રેહેવાને એક અલાહેદી જગા ઘરમાં આપી અને ન્યાત જાતની તપાસ કરતાં તે પોતાની જાતનોજ છે એવું શેઠના ઘરના માણસોએ જાણ્યું. એ પુરૂષનું નામ શંકરલાલ હતું. શંકરલાલનો સ્વભાવ શરમાળ હતો. તેને જ્યારે કોઈ દાતણ પાણી આપે ત્યારે દાતણ કરે નાવાને બોલાવે ત્યારે નાવા જાય પણ પોતે કાંઈ માગે અથવા પુછે નહીં. જમવાને બોલાવે ત્યારે જમવા જાયને જમીને પોતાના મુકામપર જઈને બેસે અથવા પોતે પુસ્તક સાથે રાખેલાં તેમાંથી કઈ વાંચે અને કયારેક નગરમાં ફરવા જાય. ધરણીધર શેઠના ઘરના માણસો તેમ નોકર ચાકરો આવા રૂડા સ્વભાવવાળા પરોણાથી ઘણા ખુશી થયાં અને એમ ઇચ્છા રાખવા લાગ્યા કે શંકરલાલ ચાર દિવસ વધારે રહેતો ઠીક એમના તરફથી આપણને કાંઈજ અડચણ પડતી નથી પણ ઉલટું એની વાત ચાતથી સંતોષ ઉપજછે. જમવાને બોલાવા અથવા એવા કાંઈ બીજા કામ માટે વખતે મોહની પણ શંકરલાલ પાસે જતી પરમેશ્વરનો નીયમ અને તેની ઇચ્છા કંઈ અજાયબ જેવી છે. મોહનીએ જ્યારથી શંકરલાલનું મુખ કમળ જોયું ત્યારથીજ તેના રદયમાં તેણે વાસ કીધો. હર બ્હાને મોહની શંકરલાલનું મુખ જુએ અને તેની જોડે થોડી પણ વાત કરે. શંકરલાલ વિદ્વાન હતો એટલે મોહનીની આ સ્થીતી તેના સમજવામાં થોડા સમયમાં આવી ગઈ. મોહની પોતાની સમાન વયવાળી છોડીઓને સાથે ગરબા ગાય; બીજી રમત રમે પણ તેનો લ-

ક્ષ શંકરલાલ તરફ રહે. શંકરલાલે જોયું કે આ સ્થળે વધારે રહેવું સારૂ નથી કારણ આ કન્યાની વૃતી મારા ઉપર ચોંટી હોય એવું જણાયછે. અને આગળ ઉપર એ વાત એના ઘરના માણસોના જાણવામાં આવે તો તે મારા નીયમથી વિરૂધ થાય માટે મારે અહીંથી જલદી નીકળી જવું. આવો વીચાર કરી શંકરલાલે જવાની તૈયારી કરી ગાડી બારણે આવીને ઉભી રહી અને હવે પોત જાયછે એવું જોઇ મોહની અત્યંત ચિંતાગ્રસ્ત અને દુખી અંતકરણથી કાંઇજ ન બોલતાં એક નજરે શંકલાલ તરફ જોતાં ઉભી રહી. શંકરલાલનું રદય પણ ખિન્ન થયું, કે આ મનોહર કન્યાને મારા જવાથી હું ઘણી દુખી કરૂંછું પણ એને સુખી કરવી એકલા મારાજ હાથમાં નથી એના માત પિતા એ વિષે મને પુછે.અગર એ કન્યા એના માત પિતાને મારે માટે વિનંતી કરે ને તેઓને એ વાત રૂચે તો પછી મારા તરફથી હું અગર જો મારો વિચાર બીજી સ્ત્રી કરવાનો નથી તે છતાં એ નિષ્કપટ મન અને સુશોભીત તનવાળી મોહનીનેજ સુખી કરવાના હેતુથી એનું પાણીગ્રહણ કરૂં આવો ભાવ પોતાના નયનવડે મોહનીને દર્શાવી શંકરલાલ રૂહણમન કરી ગાડીમાં સ્વાર થઇ ધારાવતી નગરીને છોડી ગયો.

શંકરલાલ ગયો અને મોહનીના મનનો આનંદ તેની સાથેજ ગયો એવું મોહનીની વર્તણુક ઉપરથી જણાવા લાગ્યું. મોહનીને નિત્ય એજ વિચાર થયા કરતો કે હવે ફરીથી શંકરલાલ ક્યારે અને ક્યાં મળશે અને એની સાથે મારા વિવાહ થાયતોજ મારે પરણવું અને જો એની જોડે વિવાહ ન થાયતો મારે જગતમાં બીજા કોઈ પણ પુરૂષ વેરે પરણવું નહીં. પછી ગમેતો તે લખપતી હોય એનાથી વધારે રૂપવાન હોય અને એના કરતાં અતી મોટો પંડિત હોય તોય

શું? મારેતો શંકરલાલજ પુરૂષ વરવા યોગ્ય છે. મારો અંતરઆત્મા જે પરમેશ્વરની સત્તા છે તેજ એવું કહે છે એ પુરૂષજ મારો જન્મ પ્રતી જન્મનો પતી છે. અને એની જોડેજ હું વરીશ. મોહની આવા વિચારમાં કાળ ક્રમણ કરતી હતી એવામાં આગળ કહ્યા પ્રમાણે એના પિતાનો પત્ર આવ્યો અને એની સગાઈ ધુળીયાના રામલાલ જોડે કરી એવા સમાચાર તેમાં હતા. હવે મોહનીના દુખનો પાર કેમ પામી શકાય! તેની સખી માલતી હરેક પ્રસંગે પરમેશ્વર અતીશય દયાળુ છે અને તે તને તારે મન ગમતો પતી આપશે એવી એવી અનેક વાતો કહી મોહનીને ધૈર્ય આપતી. ત્યારે મોહની નિરાશ થઈ કહેતી કે સખી તું કહે છે તેવી હું પરમેશ્વરની કૃપાનું પાત્ર હોઉતો સારૂંજ થાય પણ કદાપી નહીં હોઉતો પછિ મારી કેવી ભુંડી દશા! રૂક્મીણીના લગ્ન તેના ભાઈએ શિશુપાળ જોડે નિરધાર્યાં હતાં પણ શ્રીકૃષ્ણ પરમાત્માએ તેનો મનોર્થ પૂર્ણ કર્યો, વળી ઓખાનો સંબંધ અનારૂદ્ધ જોડે થયો એ આદિ તું કહે છે પણ તેમની યોગ્યતા ક્યાંહાં અને મારી ક્યાં. તેઓ સાક્ષાત પરમેશ્વરની કૃપાને પાત્ર હતી. અને હું અલ્પ મારા ઉપર તો તે દયાળુ દયા કરશે કે નહીં કરે એવી ચિંતા રાત્ર દિવસ મારા શરીરનું શોષણ કરેછે. મને ખાવું પીવું હરવું ફરવું સુવું બેસવું પેરવું ઓડવું વાંચવું લખવું ઇત્યાદિ કાંઈ પણ કામ જરા ગમતું નથી અને મારા લગ્ન અણગમતા ઓડાં સાથે થશે અને મારો જન્મ કેમ જશે, હું શું કરૂં કે જેથી એ મહા દુખમાંથી બચું એજ તર્કો સમુદ્રમાં તોફાન સમયે તરંગો એક પાછળ એક તુર્તાતુર્ત આવે છે તેમ મારા મનમાં આવે છે. મારૂં મન એક ક્ષણવાર પણ સ્વસ્થતાને પામતું નથી. હું શું કરૂં તું કહે મને રસ્તો

બતાવે એમ છે? માલતી બોલી સખી તારો પિતા શ્રીમંત છે, આપણા આબાનગરમાં તેની આબરૂ ઘણી સારી છે અને તેની પાસે તારા સંબંધી વાત કરવી એ કામ કાંઈ નાનું સુનું નથી. અને તારાં લગ્ન કરવાનો વિચાર તેણે પોતે જ્યાં રાખ્યો છે ત્યાંથી ફેરવી તું કહે છે તે શંકરલાલ સાથે લગ્ન કરવાનો થાય એવી યુકતી કરવી એની કલ્પના હું પણ નિરંતર કરૂંછું. પણ વળી એમ જોઉછું કે આપણી કલ્પના કે પ્રયત્નથી શું વળવાનું છે. પરમેશ્વરે તારે માટે જે વર નિરમી રાખ્યો હશે તેની જોડેજ તારો સંબંધ થશે એમાં તલભાર સંશય નથી. આપણે આપણી નાદાન બુદ્ધિથી એ વિશેની ચિંતા થાય છે. આ પ્રસંગે મને એક વાત યાદ આવી છે તે ઉપરથી તને પરમેશ્વર કેવો દયાળુ છે અને તેના ઉપર ભરોસો રાખનાર તેના આશ્રિતનાં મનોર્થ તે કેવી અજબ રીતે પુર્ણ કરે છે તે તારા સમજવામાં આવશે માટે મારી વાત ધ્યાન દઈ સાંભળ.

દક્ષણ હૈદરાવાદ જે નીજામ સરકારને તાબે છે, તેની હકુમત હેઠળ ઓરંગાવાદ નામે એક શહેર છે. ત્યાં આજથી સુમારે પચિશેક વર્ષ ઉપર એક મુસલમાન રેહેતો હતો. તે શ્રીમંત હતો એટલા ઉપરથી તેના વૈભવનો સંપૂર્ણ ખ્યાલ તારા મનમાં આવવો કઠીણ છે માટે સેજ વિસ્તારથી વરણન કરૂંછું. તે મુસલમાનને રહેવાનો મેહેલ એક હજાર ગજ સમ ચોરસ હતો અને તેને સાત માળ હતા સાતમા માળ ઉપર અગાસી હતી. અને વચમાં વિશાળ ચોક ને તેમાં એક મોટું તળાવ હતું; તળાવને ફરતાં ફુલ ફળનાં સુંદર વૃક્ષો હતાં તે ઉપર પોપટ મેના કોયલ મોર બગલા સારસ ઇત્યાદિ પક્ષીઓ રહેતા હતાં. દરેક માળને અંદરની બાજુએ ને બહારની બાજુએ ઝરૂખા હતાં.

અને દરેક માળની અંદર જુદાં જુદાં રંગથી ભરપુર ચી-
ત્રો હતાં તેમજ ગાલીચાઓ તકીયાઓ બીછાવી રાખ્યા હ-
તા. હાંડીઓ ઝુમ્મરો ને તખતાઓથી સણગારેલા સાતે
માળ અને તેના દરેક ઓરડાઓ રહેવા લાયક બધી સગ-
વડ વાળા હતાં. એ મ્હેલની બહાર પાંચસો ગજ ફરતી
છુટી જગા અને તેને ફરતી એક મથોડું ઊંચી દિવાલ હ-
તી. તેને ચાર દિશા ઉપર એકેક એવા ચાર દરવાજા હતા.
બહારની છુટક જગામાં ગાય ભેંસ ઘોડા હાથી હરીણ બ-
ળદ વગરે ઉપયોગી પશુઓને રાખવાની જગ્યાઓ બાંધેલી
હતી અને ચોકી કરવાસારૂ હથીયાર બંધ સીપાઇઓ પણ
ત્યાં બસેને આસરે હતા. આવી રીતનો એ મુસલમાનને
રેવાનો મ્હેલ હતો. નીઝામ સરકારને કોઈ મુલુક જીતવામાં
એણે લડાઈ મારી હશે તેના બદલામાં એને વરસદહાડે દ-
સલાખ રૂપીઆની જાગીર મળતી હતી. એટલે એ મુસ-
લમાન શ્રીમંત એક નાના રાજા જેવો હતો. પરમેશ્વરે
એના ઉપર દુનીયાના તમામ સુખોનો જાણે વરસાદ વરસા-
વ્યો હોય એમ જણાતું હતું પણ તે વરસાદમાં જેમ વીજ-
ળી પડી તે કંઈ બાળી નાખે તેમ એને ચાર સ્ત્રીઓ પર-
ણી છતાં એકેને પેટે કંઇ સંતતી ન હતી. પોતે અને પો-
તાની ચાર બેગમો શીવાય તમામ નોકર ચાકરો હતા.
ખાવા પીવામાં ને મોજ મઝામાં એ પોતાના દિવસો કાડતો
હતો તેમાં જ્યારે પોતાને કંઈ છોકરૂં નથી એ વાત યાદ
આવતી ત્યારે તેના સુખરૂપી અમૃતના પ્યાલામાં ઝેરનું
ટીપું પડતું. અને તેથી તે કડવું લાગતું. પણ સખી પર-
મેશ્વર જેવો કોઈ દયાળુ નથી. માણસ તેની ચમત્કૃતીથી
કેવળ અજાણ છે. જ્યારે પરમેશ્વર દયા કરે ત્યારેજ મા-
ણસ તેની થોડી ઘણી ખુબીઓને જાણી શકે છે. જ્યારે

એ મુસલમાનની વય પીસતાળીશ વર્ષની થઇ ત્યારે એની ચોથી બેગમને દીવસ ચડતા થયા. અને દસમાસે એક પુત્રી જન્મી. આવા શ્રીમંત અને ઉમરાવને ઘેર પરમેશ્વરે કંન્યા આપી તો તેને રૂપ પણ તે કૃપાળુએ એવું આપ્યું કે ચંદ્રને અદેખાઇ કરવાનું કારણ થયું મુસલમાન લોકોના શાસ્ત્રમાં સ્વર્ગમાં પરીઓ રેહેછે વગરે લખ્યું છે ને તેની ખુબસુરતીનું અતીશય વરણન આપેલું છે તે પરીઓના રૂપ ઉપર પણ એ મુસલમાનની દીકરીનુ રૂપ ચાર ગણી ખુબી વધારનારૂ હતું. જે પુસ્તકમાં મે એ હકીકત વાંચી છે તેમાં એનું વરણન લખવામાં બરાબર સો પાના ભરયાં છે. અને હાલ તે કંયા નહીપણ સ્ત્રી રૂપને પામી છે અને હયાતીમાં છે અને તેને જેણે નજરે જોઇ છે તેને મોઢે એ મુસલમાનીનું રૂપ તે પુસ્તક લખનારે સાંભળ્યું છે તે લખે છે કે સો પાના ભરયાં પણ હજી એ પરીનું રૂપ મારાથી બરાબર વરણન થઇ શક્યું નથી. મોહની સાંભળીને દંગ થઈ ગઈ અને જોઇ રહી તેને માલતી કહે છે ખરીવાત છે. પરમેશ્વર જે ચાહે તે કરી શકે અને તેની કળા કોઈ કળી શકતું નથી. બેશક તેના જેવી શૃષ્ટીમાં આ સમયે બીજી સ્ત્રી નથી. એ ચારવાત કહીને હું તેનું ખુબસુરતપણું તને દરશાવુંછું. પ્રથમ તો અંધારી ઘોર રાત હોય પણ જો તે મુસલમાની જેનું નામ નુરજહાં છે તે જો ઉભી રેહેતો તેને ફરતી પંદર પંદર ગજ અજવાળી રમણ્ય રાત થઇ જાય! બીજું તે પાન ખાય છે ત્યારે તેના કંઠની અંદર પાનનો રસ ઉતરતો બહારથી જોઈ શકીએ કે પાનનો રસ ઉતરે છે. ત્રીજું તેના શરીરની સુગંધથી આખો માળ બહેકી રેહે છે અને ચોથું તેના હાથ પગનાં આંગળા ઉપર મેંદી મુકવી પડતી નથી એવાં

તે ગુલાબના ફુલના રંગથી વધારે સુરસ રંગદાર છે. નુર-જહાં દિવસે દિવસ મોટી થઈ તેનો બાપ ખુશી થયો અને બીજી તરફથી ખીન્ન પણ થયો કે આવી રૂપવાન નુરજહાં-ને પરણાવીશ ક્યાં! મુસલમાન લોકોમાં પરદામા રેહેવાની રીત છે એટલે સ્ત્રીઓજ માત્ર તેને જોઇ શકતી પુરૂષ તો કોઈ જોવા પામેજ ક્યાંથી. એના બાપે એને ફારશી વિદ્યા શીખવવા માટે એક ભણેલી ઓરતને નોકર રાખી અને તેને કહ્યું કે અમીર ઉમરાવની સ્ત્રીઓને લાયકની શીખા-મણ અને ફારશી લખતાં વાંચતાં શીખવી સારીસારી ની-તીને ધર્મની ચોપડીઓ એને વાંચતા શીખવવી તે પ્રમાણે નુરજહાંએ વિદ્યાનીતીને ધર્મના મૂળ તત્વો પોતાની શોળ વ-ર્ષની વયમાં શીખી લીધાં. દર ત્રણ મહીને એનો બાપ એના મ્હેલમાં જતો અને એની શીખવનારી સ્ત્રીની પાસે સવાલ પુછાવી એના ભણતરની તપાસ રાખતો. સોળમું વર્ષ બેઠાં પછી ત્રણ મહીને ધારા પ્રમાણે જ્યારે નુરજહાંની પરીક્ષા લીધી ત્યારે તે તમામ વિદ્યાને સ્ત્રીવર્ગને ઉપયોગી કળા ચ-તુરાઈમાં પ્રવિણ થયલી માલમ પડી. તેજ વખતે એના બાપે કહ્યું કે હવે તારે માટે લાયક પુરૂષની તપાસ કરાવું છું અને થોડા દિવસમાં તારાં લગ્ન કરી તને તારા ધણીને હવાલે કરીશ. નુરજહાં શરમથી નીચું જોઈ રહી અને એનો બાપ ત્યાંથી પોતાના ખાસ મકાનમાં ગયો.

નુરજહાંનો બાપ હમેશાં પોતાના માણસોને મુસલમાની રાજ્યોમાં મોકલતો અને ત્યાંના જાણવા જોગ સમાચારો તેમને મોઢે સાંભળી પારકાં રાજ્યની હકીકતોથી જાણીતો રેહેતો—ખંભાતના નવાબનો દિકરો પચ્ચિસ વર્ષની ઉમરનો રૂપવાન અને હોશિયાર છે એવી વાત નુરજહાંના બાપના

સાંભળવામાં આવી. તે ઉપરથી તેણે પોતાની દીકરી નુર-જહાંની શાદી તે શાહજાદો જેનું નામ જફરશા હતું તેનાં સાથે કરવાનો ઠરાવ કીધો—અને પોતાની નુરજહાંની તસવિર કઢાવી ખંભાત મોકલી. ત્યાંથી પણ એ વાત કબુલ થયાના સમાચાર ફરી વળ્યા. અને નુરજહાંને પણ જાણ થયું કે ખંભાતના નવાબના શાહજાદા જફરશા જોડે તેની શાદી થનાર છે—એ રીતે બંને તરફ લગનની તઈયારી થઈ રહી છે એટલામાં એક વિઘ્ન ઉત્પન થયું તે એવી રીતનું કે નીજામ સરકાર સાથે મરાઠાઓએ લડાઈ માંડી. નુરજહાંનો બાપ નિજામનો સરદાર એટલે એના ઉપર હુકમ આવ્યો કે અમુક મરાઠા સરદારનું લશ્કર ઔરંગાબાદથી ત્રણ કોશ ઉપર થઈ હેદરાબાદ તરફ અમૂક દિવસે આવનાર છે માટે તમારે તેને ઔરંગાબાદ આગળજ લડાઈમાં સપડાવી આગળ વધવા દેવું નહીં. નુરજહાંના બાપે આ લડાઈ ઉઠવાની ખબર ખંભાત મોકલી અને લખ્યું કે નુરજહાંના લગ્ન હાલ બંધ રાખવાનો વિચાર છે માટે તમારે મેહેરબાની કરી બરાત લઈ હમણાં આ તરફ આવવું નહીં—આ લડાઈ બંધ થયા પછી લગ્ન કરવામાં આવશે— ખંભાતના નવાબે પોતાના દિકરાને આ હકીકતથી વાકેફ કરી બરાત લઈ જવાને ના પાડી પણ જફરશાએ નુરજહાંના રૂપની ખુબી સાંભળી હતી અને પોતે જરા ઉતાવળી તબિયતનો માણસ હોવાથી પોતાના પીતાની વાત માન્ય કરી નહીં ને એમ સમજાવ્યું કે નુરજહાંના પીતાને લડાઈ કરવાનો વખત આવ્યો છે તો મારે તેને લડાઈમાં જલદી જઈ મદદ કરવી મુનાસબ છે—એમ કહી પોતે બરાત લઈ પોતાના બસો ઘોડેસ્વાર સાથે ઔરંગાબાદ

જવા નિકળ્યો—તે એવી સંધી ઉપર આવી પોહોચ્યો કે ત્યાં મરાઠા સરદારની અને નુરજહાંના બાપની લડાઈ ચાલતી હતી અને તીર, બંદુક, તરવાર, ભાલા, બરછી, વગેરે શસ્ત્રોથી સેંકડો માણસો ઘાયલ થતા અને કેટલાએ મારયા જતા હતા—બરોબર મધ્યાન કાળ થયો હતો, અને જફરશા પોતાના વીણી કાડેલા બસેં શુરા મુસલમાન સીપાઈઓને લઈને નુરજહાંના બાપની મદદે એકાએક આવી પોહોચ્યો તે જોઈને નુરજહાંના બાપને આનંદ અને હીમત આવી. ઘણી ખુશીથી જફરશાને મળ્યો અને કહ્યું કે આપે આવા સંકટના સમયમાં મારી અછી મદદ કરી જફરશાએ ઘટતો ઉત્તર આપ્યો અને તુરત બેઉ લડાઈના મેદાનમાં પોતાના ઘોડાઓને ઝકાવી આગળ વધ્યા. નુરજહાંના બાપનું લશ્કર સાતસેં ઘોડેસ્વાર ને એક હજાર પાળાનું હતું તેમાં જફરશાના બસેં સ્વાર ઉમેરતાં નવસો સ્વાર ને એક હજાર પાળાનું થયું. તેમાં પાંચસો સ્વાર ને આઠસો પાળા હૈદરાવાદથી આવ્યા હતા ને બાકી બસેં સ્વાર ને બસેં પાળા પોતાના હતા. મરાઠા સરદારનું લશ્કર પંદરસો સ્વાર અને તેટલાજ પાળાનું હતું—હૈદરાવાદથી આવેલા લશ્કરનો સરદાર સીકંદરશા નામે હતો અને તે નવોજ નોકરીમાં રહેલો હતો સબબ તેની અને નુરજહાંના બાપની આગલી ઓળખ હતી નહીં—અને તેને નુરજહાંના બાપના હુકમ પ્રમાણે વરતવાનો નીજામ સરકારનો હુકમ હતો એ રીતે નુરજહાંનો બાપ સીકંદરશા અને જફરશા એ ત્રણ સરદારો મુસલમાન લશ્કરના ઉપરી હતા અને મરાઠા સરદાર પણ ત્રણ હતા માત્ર તેમનું લશ્કર એક હજાર વધારે હતું—તેમ મુસલમાન લશ્કરમાં બંદુક વધારે હતી અને મરાઠાના લશ્કરમાં માત્ર તીર, તરવાર, ભાલા ને

બરફીજ હતાં—લડાઈ પુરજોશમાં આવી આકાશ ધુળથી છવાઈ ગયું અને પૃથ્વી ઉપર લોહીની નદીઓ વ્હેવા લાગી કેટલાએક સીપાઇઓના હાથ કપાઇ ગયા કેટલાઓના પગ કપાયલા પડેલા કેટલાના ધડ અને માથા ઘોડાના પગ તળે અફળાતા જાય લડનારા સીપાઇઓ કીકીઆરી કરી કરીને દુશ્મન ઉપર હાથ ચલાવતા હતા. તેઓના કપડા લોહીથી નીગળતા કોઇના માથા ખુલ્લા થઈ ગયલાં કંઈના ચ્હેરા ઉપર લોહીના રેલા ચાલતા પણ મારો મારોનાજ પુકાર થઈ રહેલા. એક પળ પેહેલાં જે તરવાર ચલાવતા તેજ તરવાર હાથમાં રહી ગઇછે ને પૃથ્વી પર માથા વિનાના પડ્યા છે. કંઈકનાં ડોકાં અરધાં ધડને વળગી રહેલા કંઈકની આંખો ફાટી રહેલી કેટલાએના ડાચાં વિકરાળ દેખાતા એક બીજા ઉપર પડેલા આડા ઉધાં રણક્ષેત્રમાં છુંદાતા હતા. ધડાધડ શસ્ત્રોના અવાજ માણસોના હાડકા સાથે અથડાતા થતા હતા. સીપાઇઓ જાણે જમદુતના રૂપને પામી મરકીના સમયમાં હજારો માણસોના જાન લેવાને તરસ્યા બન્યા હોય તેવા દેખાતા હતા અને દુશ્મન ઉપર પોતાના તીક્ષણ હથીઆરોનો માર ચલાવતા હતા. નુરજ્હાંનો બાપ અત્યંત શુરો સીપાઈ હતો તેમજ સીકંદરશાહ પણ જુવાન લડવૈયો ઘણો બહાદુર હતો. જફરશા લડતો હતો પણ જ્યાં લડાઈની ઝીક વાગતી ત્યાંથી પોતાનો ઘોડો ફેરવી લઈ દબી જાતો હતો અને સીકંદરશાહનું લડવું ખરેખરૂં બહાદુરી ભરેલું હતું જ્યાં દુશ્મનોએ પોતાના સીપાઈ ઉપર કતલનું જોર વધાર્યું જણાય કે તુરત પોતે પોતાની લાંબી તરવાર લઈ ઘોડાને મેદાનમાં દોડાવી જઈ દુશ્મનના ટુકડેટુકડા ઉડાવી દેતો અને તેઓનાં દિલમાં દેશત એટલી પેદા કરતો હતો કે તેઓ પાછા હઠી જ-

તા અને ઓ મુઆ ભાગો એવા શબ્દો પોકારતા નાસી જતા હતા. બંને બાજુના લશ્કરોની ખાતરી થઈ કે સીકંદરશાનું શરીર તાંબાનું બનેલુંછે કે શું તેના ઉપર તીર તરવાર બા-લા કંઈજ અમર કરતા જણાતા નથી અને જ્યાં સીકંદર-શાની તલવાર ફરી કે ત્યાં જાણે ઝાડના પાંતરા ખરવા માંડ્યા હોય એ રીતે માણસના માથા ધડથી જુદાં થઈ જમીન પર પડતાં નજર આવતાં હતા. મરાઠાઓ લડનાર કંઈ કમ ન હતા, તેઓ બહાદુરને શુરા હતા. તે છતાં તે-ઓને આ સીકંદરશાહનું યુદ્ધ જોઈ શરમ પેદા થઈ અને ગર્વ મુકી દઈ પોતાના મનમાં કેવા લાગ્યા કે આપણા શુરા-તન ઉપર ધિકારછે બરોબર ત્રણ તાસ થયા, એ મુસલ-માન સરદાર આપણા સામો યુદ્ધ કરેછે તેમાં એણે કેટલા એ માણસના જાન લીધાછે અને હજી કોણ જાણે શું ક-રશે. દસવીસ જુવાનીઆ સીપાઈ લઈ એક મરાઠા સર-દારે નુરજહાંના બાપ ઉપર ધસારો કીધો અને હરહરમાહા દેવ કરીને મરાઠાઓ ધુસ્યા તે જેમ શીકારી કુતરાઓ હરી-ણને બકરાંના પ્રાણ લે તેમજ બીચારા મુસલમાન સીપાઈઓનાં રદયને વીંધી માથાને કાપી મેદાનને મેકલું કરતા નુરજહાંના બાપ ઉપર પડયા. તે સમય મરાઠાઓએ જયજયકારનો શોર કીધો અને મુસલમાન સરદાર ઉપર પોતાની ફતે થઈ એમ સમજી વધારે જુસ્સાથી લડવા લાગ્યા સિકંદરશા જે ડાબી બાજુપર લડતો હતો તેણે જોયું કે પોતાનો સરદાર દુશ્મનના સપાટામાં ઘેરાઇ ગયોછે અને જે પળ જાયછે તે તેના જાનને બીજી દુનીયામાં મોકલવાની જાયછે અને મારી પણ તેજ હાલત આ મરાઠાઓ કરશે એમ અંતરમાં ધારતો અને પોતાના પેદા કરનાર મહા સમર્થ પરમેશ્વરનું નામ ઉચ્ચારતો થકો વીજળીના વેગની માફક

પોતાના ઘોડાને પોતાનાસરદારની મદદ માટે એકદમ દોડાવિ ગયો અને જે મરાઠાની તલવાર નુરજ્હાંના બાપ ઉપર મોટા વેગથી પડતી હતી તેજ મરાઠાની છાતીમાં સીકંદર શાહે પોતાનો ભાલો રૂસતમના ગુરજની માફક ભોંકી તને ઘોડા પરથી જમીનપર નાખી બેજાન કીધો. આવું તેનું શુરાતન જોઇને બીજા મુસલમાનોએપણ હીમત અને જાગૃતીથી જોશમાં આવી દુશ્મન ઉપર એવા જોરથી ધસ્યા કે જેમ મહાસાગરના મોજાઓ ઘુઘુકાર કરીને ખડક ઉપર જોરથી ઝપાટા મારેછે. મરાઠાઓના હાથમાં આવેલી જીતની બાજી પરમેશ્વરની કૃપાથી સિકંદરશાહે એક પળવારમાં લઈ લીધી અને મરાઠાઓના માથામાં પોતાની ભારી સમશેરને બએ મીનીટ વાસ આપી કાળ ભેરવને તૃપ્ત કીધા. આ સમયે લડાઇનું મેદાન અસલ જગ્યાથી ઔરંગાબાદની નજીકમાં આવી ગયું હતું કારણ મરાઠાઓના સુરાતનને બહાદુરીથી મુસલમાનો હાર ખાવાની તૈયારીમાં-નાઉમેદ થઈ ગયા હતા અને તેથી તેઓ અજાણ પણમાં પાછા હઠ્યા હતા. અને આવી આનીબાનીના વખતમાં સિકંદરશાહે ફતેહ મેળવી તે બધી હકીકત નુરજ્હાં પોતાના સાતમાં માળની અગાસીમાંથી પોતાની શીખવનારી સાથે ઉભીઉભી જોઇ રહી હતી. તેણે સીકંદરશાની બહાદુરીથી પોતાના પીતાનો જાન બચતો જોયો, તેણે પોતાના પીતાના લશ્કરની હાર થતી સીકંદરના બળને શુરાતનથી અટકીને ફતે મળેલી જોઈ એટલુંજ નહીં, પણ આ વખતે ત્રીજો સરદાર જે ખંભાતના નવાબનો દિકરો જફરશા હતો તે ક્યાં હતો તે પણ તેના જોવામાં આવ્યો. તે એ વખતે જે બાજુપર થોડી લડાઈ હતી ત્યાં સ્વસ્થ પણે ઉભેલો અને ચેહેરા ઉપર ઉદાસીને દેહેશતની છાપ પડેલી બતાવતો નુરજ્હાંની

નજરે પડયો તેણે હેરૂથી ખબર સાંભળી હતી કે તેને પ-રણવા આવનાર જફરશા તેજ દિવસે લડાઇના મેદાનમાં તેના બાપની મદદ કરવા માટે આવી પહોંચ્યો છે. અને તેનો પોશાક આવી રીતનો છે. આ બાતમી સાંભળેલી તેથી તેણે જફરશાને ઓળખી લીધો હતો. અને સિકંદરશા આગલે દિવસે ઔરંગાબાદ આવ્યો હતો એટલે તેના નામને પોશાકની ખબર તેને પોતાના પીતાએજ આપી હતી. સાંજના પાંચ કલાકને અમલે સિકંદરશાહે મરાઠા સરદારના લશ્કરને પાયમાલ કરીને તેઓને નસાડી મુકયા અને તેઓના અરધાં કરતાં વધારે સીપાઇઓ મારચા ગયાથી તેઓ ફરીથી એક મહીનાસુધી લડવા આવી શકે નહી એવી નબળી હાલતમાં હઠાવી કાડ્યા. નુરજ્હાંના પીતાએ તેમજ તેના લશ્કરના સીપાઇઓએ સીકંદરશાહને નમ્રતાથી શાબાશી આપી અને સિકંદરશાહે તેઓની તારીફ કરી પોતે જીત મેળવાને તેઓની બહાદુરીને એક દિલીથી મેળવી છે એવું કહી સર્વ પોતપોતાના મુકામપર ગયા. સિકંદરશાહને ઘણા આજીજથી નુરજ્હાંના પીતાએ પોતાના ખાસ મહેલામાં આવવાને કહ્યું ને તે ગયો.—

## પ્રકરણ ૩ જું.

મુસલમાનની સ્ત્રીઓ પડદામાં રેહેછે પણ સિકંદરશાહે નુરજહાંના પીતાનો જાન બચાવ્યો અને તે લડવૈયો શુરો ને બહાદુર તેમ રૂપ રંગમાં પણ અતીશય ખુબીદાર હતો વગેરે, તેમજ નીજામ સરકારની તરફથી આવેલો એ સઘળાં કારણોને લીધે તેને પોતાના ઘરનો માણસ બલકે પોતાનો ભાઈ સમજી નુરજહાંના પીતાએ તેને પોતાના ખાસ મેહેલમાં પરોણા ચાકરી કરવાને બોલાવ્યો હતો; તેનો પડદો નહી રાખવો એવો નુરજહાંના પીતાએ હુકમ કરવાથી તે-

ની ચાર બેગમો અને પાંચમી નુરજહાં ખુલે મોઢે સિકંદર-શાહ પાસે આવી વાત ચીત પુછવા લાગીઓ; તેમને તેણે અમીરની પદવી દરશાવે તેની સાથે પોતાના ઉતમ લક્ષણો સાથે નમ્રતા ને વિવેકમાં ખામી ન જણાય એવી ગંભીર ને મધુર વાણીએ જવાબ આપ્યા. તે સાંભળી નુરજહાંનું મ-નતો પીંગળીને પાણી જેવુંજ થઈ ગયું. જે વખતે અટારી ઉપરથી સિકંદરશાને લડાઈના મેદાનમાં બહાદુરીથી લડતા જોયો તે સમય નુરજહાંના મનમાં બહાદુરીને ખુબ સુરતી-ની ખાતરી થઈ હતી પણ અમીરાઈ બુદ્ધીની તેજી ગંભીર-પણું વગેરે ઈત્યાદિ ઉત્તમ લક્ષણો આ પુરૂષમાં હશે તેની તેને તે સમય નહીં પણ હમણાજ સારી રીતે સમજાણુ પડી. અને એ કારણથીજ તેના મનમાં સિકંદરશાહ વિષે બહુ ઊંચા વિચારો આવ્યા. તે એટલે સુધા કે જફરશાની જોડે પોતાની શાદી થતી અટકાવી સિકંદરશાની ધણીયા-ણી થવાની પરમેશ્વર પાસે નુરજહાંએ અંતઃકરણમાં માં-ગણી કરવા માંડી. જફરશાનો મુકામ એક બીજા મકાનમાં હતો; કારણ તે તો લગ્ન કરવાને આવ્યો હતો એટલે તેને નુરજહાંના પીતાએ ખાસ મકાનમાં બોલાવાને દુરસ્ત નહી ધાર્યું હતું. મનોમન શાક્ષી એવી કેહેવત ચાલેછે તે ખરીછે અને તે પ્રમાણે નુરજહાંના મનની વાત સિકંદરશાના મને વરતી લીધી અને તેણે પોતાની બહાદુરીના બદલામાં નુ-રજહાં રૂપી રત્નની મુલાકાત થઈ, અને તેનું મન પોતાના ઉપર પ્રેમ યુક્ત થયેલું જોઈ, એમજ માની લીધું કે એજ તેને પરમેશ્વરે ઈનામ આપ્યું. અને તેને માટે તેણે સર્વ શક્તીમાન પરમેશ્વરના હજારો ઉપકાર માન્યા. અને નુર-જહાં સાથે પોતાના લગ્ન થાય તેને માટે તે કિરતારની સ-ત્ય અંતઃકરણથી સ્તુતી કરવા લાગ્યો. બે દિવસ સિકંદર-

થા ત્યાં રહ્યો તેટલામાં નુરજહાંના અનુભવમાં તેની તમામ રીત ભાત અતી ઉતમ પ્રતીની માલમ પડી અને તે એક તરફથી ઘણીજ ખુશી થઈ તેમ બીજી તરફથી ઘણીજ ઉદાસ રહેવા લાગી. નુરજહાં અત્યંત ખુબસુરત હતી એટલે તેના ચહેરા ઉપર ખુશી તેમજ દિલગીરીનું ચિત્ર આબેહુબ પડી રહેતું. સબબ નુરજહાંની માએ જોયું કે બે દિવસ થયાં માત્ર તે ઉદાસીમાં વખતે વખત જોવામાં આવેછે તેનું શું કારણછે. પણ એકાંતનો વખત મળે ત્યારે તે ઉદાસીનું કારણ પુછાય અને નુરજહાં ઘણી ખરી એના બાપની બેઠકમાં સિકંદરશાહ સાથે વાત કરતી હોય અગર કોઈ પુસ્તક વાંચતી બેઠી હોય તેથી તેની માને બે દિવસ એવો લાગ મળ્યો નહી કે તે નુરજહાંનો ખુલાસો લે બે દિવસ સિકંદરશાહ ત્યાં રહ્યો તેટલા સુધીમાં એક બીજાના મન મળી ગયાં અને ખાવું પીવું બેસવું વાત ચીત કરવી વગરે સાથે રહી કરતાં અને પરસ્પર આનંદમાં રહેતાં. બેઉ ચતુર અને વિદ્વાન હોવાથી તેઓના મનની વાતથી ત્રીજું કોઈ પણ જાણીતું થયું નહીં. સિકંદરશાહની ઉમર આસરે પાંત્રીશ વર્ષની હતી અને તે દેખાવમાં ઘણો મનોહર તેમજ પ્રૌઢ કદનો અને જોનારના મન ઉપર અતી સારી અસર કરે એવો ચેરાદાર હતો. નુરજહાં અને સિકંદરશાનું જોડું પરમેશ્વરે એવું તો યથાર્થ ઉત્પન કરેલું જણાતું હતું કે તેની કારીગીરીની હદ એ જોડાંમાંજ આવી ગઈ હતી એમ સહજમાં જણાય. એમ છતાં હાલ તો એથી ઉલટું કાર્ય થવાની તૈયારી થતી હતી. જફરશા જોડે નુરજહાંને પરણાવવાનું નક્કી કર્યું હતું અને હૈદરાબાદથી મરાઠા સંગાથે હવે લડાઈ ચાલવાનીછે કે સલાહ થવાનીછે તેનો

ખુલાસો આવ્યા પછી લગન કરી દેવાં. એવો ઠરાવ થયો હતો. સિકંદરશાહે ઔરંગાબાદથી નુરજહાંના તેમજ તેના માત પીતાના રજા લઈ હૈદરાબાદ જવાની તૈયારી કરી અને પોતાના બાકી રહેલાં લશ્કર સાથે તે ત્યાંથી ઘોડે સ્વાર થઈ વિદાય થયો. નજરથી નુરજહાંને કહેતો ગયો કે તારેથી હું દુર નથી તે છતાં કોઈ એવી તદબીર કરવી કે જેથી તારો પીતા તારાં લગન મારી જોડે કરે નુરજહાં પણ તેનાથી જાણે કબુલ થતી હોય એમ દરશાવી દીન વદને પોતાના બહાદુરને રૂપવાન પ્રીયને જોઈ રહી અંતે થોડા વખતમાં સિકંદરશા નુરજહાંની દ્રષ્ટીમર્યાદા બહાર જતો રહ્યો.

## પ્રકરણ ૪ થું.

નુરજહાંને સિકંદરશાહનો પ્રેમ બહુ સતાવવા લાગ્યો. બાળકપણથી આજ સુધી પ્રેમ શી વસ્તુ છે; અને તેની અસર મનુષ્ય પ્રાણી ઉપર કેવી જબરી થાયછે, તે વિષે તેણીએ પુસ્તકમાં પુષ્કળ દ્રષ્ટાંતો અને વાર્તાઓ વાંચ્યા હતી પરંતુ પોતાની જાતને તેનો કંઈજ અનુભવ ન હોવાથી ક્યારેક તેવી વાતોને નુરજહાં હસી કાઢતી અને કહેતી કે શું જે વસ્તુપર પ્રેમ થાય તે વસ્તુનો વિયોગ થવાથી એટલું બધું દુઃખ થાય એ કંઈ મનાય નહીં. ખાવું પીવું ભાવે નહીં, સુવું બેસવું ગમે નહીં, હરવું ફરવું રૂચે નહીં, ચાંદની પવનની લહેરો ફુલ ફળ ખુશબો તેલ ગુલાબ કંઈ જ સારૂ લાગે નહીં, એ તો બધી અતિશયોક્તી છે. એમ સમજતી પણ જ્યારથી તેણીએ સિકંદરશાહના બહાદુરી જોઈ, તેનુ મનોહર મુખ ન્યાળ્યું, અને તેના મીઠી બોલી સાંભળી અને તેનો સહવાસ માત્ર બે દિવસ રહ્યો તે પછી તે હૈદરાબાદ ગયો એટલે તેના ઉપરનો પોતાનો પ્રેમ પોતે પુસ્તકોમાં વાંચેલી વાતોને રતીએ રતી મળતો આવી સં-

યોગમાં અતીશય સુખ અને વિયોગમાં અતીશય દુઃખ-દાયક નિશ્ચય જણાયો. વાતો કરવામાં અને વેઠવામાં એ-ટલો તફાવત છે. એવું નુરજહાંને પકકું માલમ પડ્યું. તે-ણીની પુરી ખાતરી થઈ કે આખી દુનીયા અને તેના ત-મામ રાજ્યો જો પોતાનો પ્રિય પાસે હોય તોજ સુખદાયક થાયછે પણ પોતાનો વાહાલો પ્રાણી પોતાથી દુર હોય તો તે તમામ દુઃખદાયક છે. એવી રીતે સુખ દુઃખ લાગવાનું કારણ માત્ર પ્રેમ છે. અને બીજું કાંઈજ નથી. પ્રેમની અસર સર્વોપરી છે. પ્રેમથીજ જગત ચાલે છે. અને પ્રેમ-થીજ માણસો પોતાના પેદા કરનાર પરમકૃપાળુ પરમેશ્વરના ચર્ણ કમળને પામે છે. પ્રેમની નજર જેવી લાંબી પહોચે-છે તેવી બીજી નથી પહોચતી. પ્રેમને તર્ક કરવાની શકતી જેટલી મોટી છે, તેટલી બીજી કોઈ વસ્તુને નથી; ઇશ્વર પ્રેમજ આ જગતનો મૂળ પાયો અને બંધારણ છે. અને એજ પ્રેમે સિકંદરશાહને માટે મારા અંતઃકરણને ભેદી ના-ખ્યું છે. માટે હવે શો ઉપાય કરૂં કે જેથી જફરશા પાછો ખંભાત જાય અને મારાં લગ્ન મારા મનને હરીજનાર સિ-કંદરશાહ સાથે થાય.

નુરજહાંની માએ બે ત્રણ વખત તેણીને પુછ્યું કે તારી તબી-યત બે ત્રણ દિવસ થયાં ઉદાસ કેમ રહેછે તે કહે. ત્યારે નુર જહાંએ કહ્યું કે કંઈ નહીં મને પોતાનેજ ખબર પડતી નથી કે મારો ચ્હેરો એવો ઉતરેલો શાથી દેખાયછે. મારા મનને તો કાંઈ વાતનો અંદેશો નથી. એવું પ્રપંચ યુક્ત ભાષણ કરી તેણીએ તેની માના મનનું કંઇક સમાધાન કીધું પણ પોતાના મનમાં ધાટ તો જુદા પ્રકારના હતા. અને તે અનેક ધાટને એક રૂપમાં મુકવાની યુકતી તે ખોળતી હતી. અંતે તેણીએ તે શોધી કહાડી. તે એવી હતી કે પોતાની

શિક્ષક જે પાકી ઉમરની સ્ત્રી હતી તેણીને એક સમય એકાંતમાં પોતાના મનની વાત કહી. અને તેણીની સહાય એ કામમાં માગી. શિક્ષકે કહ્યું હું કંઈ ઉપાય શોધીને તને જવાબ દઈશ તું એક બે દિવસ સ્થીરતા રાખ. ઓરંગાબાદની વસ્તીની બ્હાર એક ઓલીયાની મોટી કબર હતી અને ત્યાં વખતે કોઈ ફકીર આવી ઉતરે તેવી એક ઝુંપડી હતી. "કાગનું બેસવું ને તાડનું પડવું." એ કેહેણી પ્રમાણે તે ઝુપડીમાં કોઈ નવો ફકર આવ્યો ને તે ઇલમમાં સારીપેઠે હોશીયાર હતો તેમજ પરમેશ્વરનો પુરો સાચો ભકત હતો. તે કોઇની પાસે કાંઇ માગતો નહી ઇશ્વરેચ્છાથી જે મળે તે ઉપર ગુજરાન ચલાવતો તેને દુનીયાની કાંઈ તમા હતી નહી. હરેક ઉપર દયા ને ક્ષમા રાખી રેહેતો, ટુંકામાં પરમેશ્વરના માર્ગ ઉપર આસ્તા પુર્વક વર્તનાર એ ફકીર હતો. જે દિવસે ફકીરે તે ઝુંપડીમાં ઉતારો કર્યો તેજ દિવસે સાંજરે મ્યાનામાં બેસીને નુરજહાં અને તેની શીક્ષક પેલા ઓલીઆની કબર ઉપર ફુલ ચડાવવાને ત્યાં આવ્યાં. એકાંત જગામાં એ કબર હતી એટલે નુરજહાં અને તેની શીક્ષક બેઉ પોતાના મુખપર બુરખો નાખી કબર આગળ ગયાં પોતાના ઇષ્ટ દેવનું ધ્યાન કરી કબર ઉપર ફુલ વગરે ચડાવી પાછાં ફરતાં હતાં એટલે પાસેની ઝુંપડીમાં કોઈ ફકીર બેઠેલો દીઠો તેની પાસે કાંઇજ દીઠું નહી ફકત તેના અંગપર એક કફની અને હાથમાં એક માળા ફેરવતો તેને જોઈ નુરજહાંના મનમાં એવું આવ્યું કે આ કોઈ ફકીર પરમેશ્વર ઉપર બેઠેલો જણાય છે. અને એના ચેહેરા ઉપરથી કોઈ દુનીયાથી બેતમાં હોય એવો જણાય છે. માટે એને આપણે કાંઈ ખેરાત આપીને જઇએ તો ઠીક. આવો વિચાર આવતાંની સાથેજ તેણીએ ઝટ પોતાની નાની

કોથળી હાથમાં લઇ તેમાંથી એક સુના મહોર કહાડી તે ફકીર પાસે જઈ તેને આપવા માંડી; ફકીરે કહ્યું બેટા હમકો સોના રૂપાસે કુછ કામ નહી હે હમકો ટુકડા રોટી ભજના. એટલુંજ બોલી ફકીર મુંગો રહ્યો. નુરજહાંએ શીક્ષક સામી દૃષ્ટી કરી તેણીએ કહ્યું એમની એવી મરજી છે તો આપણે ઘેરથી એમને માટે ખાવાનું મોકલીશું. ફકીરને નમન કરી નુરજહાં અને તેની શીક્ષક મ્યાનામાં બેસી ઘર તરફ વળ્યાં. રસ્તામા નુરજહાંએ પુછ્યું કે એ ફકીરે મહોર રાખવાની કેમ ના પાડી? મેં આજસુધી એવા ફકીર ઘણા સાંભળ્યા છે; પણ ખેરાત નહી લે એવો તો એ એકજ આજ મારી નજરે મેં જોયો. શીક્ષકે જવાબ આપ્યો ખરી વાતછે કે જે ફકીર ઉપરથી ફકીરી બતાવનારા છે, તેઓને પૈસા રૂપું ને સુનું જરૂરનું છે, પણ જે પરમેશ્વરની રાહપર ફરનાર છે અને અંતઃકરણમાં ફકીરી લઇને ફરે છે તેમને પૈસા ટકાની કે એવી બીજી કોઈ પણ જણસની કાંઈ દરકાર રહેતી નથી. અને એવાજ ફકીર ખરા જાણવા અને એમને ટુકડો રોટલી આપવાથી ઘણો ધર્મ થાય છે અને પરમેશ્વર પણ રાજી થાયછે. નુરજહાં ઘેર આવી તુરત એક થાળમાં પોતે જે ભોજન જમતી હતી તે ભોજન પેલા ફકીરને સારૂ એક ગુલામ સાથે મોકલી પોતાના વાંચવાના કામમાં વળગી. ગુલામે ફકીરની પાસે જઈ ભોજનની થાળ મુકી. ફકીરે તેમાંથી ભુખ પ્રમાણે ખાધું અને થાળ તેમાં રહેલાં ભોજન સાથે ગુલામને હવાલે કરી. તે લઈ ગુલામ મહેલમાં આવ્યો.

ફકીરની નીરાશવૃતી અને પરમેશ્વર ઉપર પુર્ણ ભકિત જોઇને નુરજહાંની શીક્ષકે વિચાર કીધો કે એ ફકીરની મદદ માગી

નુરજહાંને મનગમતો વર મેળવી આપું તો એ બીચારી મારા ઉપર ખુશ થશે અને મારૂં મન પણ સંતોષ પામશે. અને એ કામ કરવામાં કાંઈ દોષ હોય એવું મને જણાતું નથી. ઉપરાંત આવો ફકીર કદી મારા મતને અનુસરે તો મારા પ્રયત્નમાં કાંઇજ દોષ જેવું હોયજ નહી એવી ખાતરી થશે. એ માટે મારે એકલીએ કાલે એ ફકીરને જઈ પુછવું. અને નુરજહાંને સિકંદરશાહ કેવી રીતે પ્રાપ્ત થાય તે યુક્તી બતાવવાને વિનંતી કરવી. જો પરમેશ્વરને ગમતું હશે તો એ ફકીરથી એ કાર્ય પાર પડશે. બીજે દિવશે સવારે દસ કલાકે નુરજહાંની શીક્ષક એકલી કાંઈ મિષ કરીને તે ફકીરની ઝુંપડી આગળ આવી અને ફકીરને માટે ખાવાનું લેતી આવેલી તે તેના આગળ મુકીને હાથ જોડી ઉભી રહી ફકીરે ઉચું જોયું અને પુછ્યું કે તું કુછ કેને મંગતી હે? શીક્ષકે કહ્યું ફકીર સાહેબ એક મેરી અરજ આપ સુનો તો જાહેર કરૂં. ફકીરે કહ્યું અછા બેટા બોલ ક્યા હે. તેણીએ કહ્યું કલ જો જુવાન ઓરત મેરી માથ આઇથી ઉસકી શાદી હોનેવાલી હે, મગર જો શખ્સ કે ઉસ્કો બિલકુલ ના પસંદ હે ઉસકે સાથ હોનેવાલી હે. ઓર એ નાજનિનકા ઇરાદા દુસરે જવાન કે સાથ બિહાકા હે. અગર જો ઉસકે મનકે લાયક જો પુરૂષ હે ઉસકે સાથ ઇસકા બિહા ન હોગા તો એ નાજુક બદન ઓરત અપના જાન ઉસ પાક પરવર દિગારકી જનાબમેં કોરન ભેજ દેગી. સબબ આપકી મદદ મે ચહાતી હું. "આ પ્રમાણે ઘણી નમ્રતાના વચન શીક્ષકના ફકીરે સાંભળી બે મીનીટ ધ્યાન ધરી રહી આંખ ઉઘાડી આ રીતે ફરમાવ્યું." "દીન ઓર દુનીયાકા માલીક જો પાક પરવરદીગાર હે ઉસને ઇસ ખુબસુરત ઓરતકે લાયક મરદ બના રખા હે, ઓર ઉસ મરદકા નામ

સિકંદરશા હે ઉસકે ચહેરેપર દાહને રૂખસારપર એક કાલા તિલ હે ઉસીકે સાથ ઇસ ઓરતકા દિલ હે ઓર માલીક-ભી ઉસીકે સાથ ઇસકા શાદી કરનેવાલા હે. કોઈ બાતકા અંદેશા રખના નહીં, જાઓ" એટલું બોલી ફકીર ફરીથી આંખ બંધ કરી પોતાના ધ્યાનમાં લાગી ગયો. એવું સાભળીને શીક્ષકે ત્યાંથી હસ્તે ચહેરે અને જલદી ઉપડતે કદમે ઝુંપડીને છોડી મહેલમાં દાખલ થવાને પોતાના મ્યાનામાં બેસી મહેલ તરફ જવાને હમાલોને સુચના આપી.

## પ્રકરણ ૫ મું.

હેદરાવાદથી નીજામ સરકારના ફરમાન લઇને એક સ્વાર ઓરંગાવાદ આવ્યો અને નુરજહાંના બાપને તે ફરમાન જે પેટીમાં હતાં તે પેટી તેણે આપી. તેમાં નુરજહાંના બાપે મરાઠા સરદારને હેદરાવાદ આવતો અટકાવી મારી કાઢ્યો તેને માટે નીજામ સરકારે પોતાના ઘણી ખુશી જણાવી અને શાબાશી આપી એટલુંજ નહીં પણ એક મોતીનો હાર અને હીરાની વીંટી બેઉ મળી આસરે એક લાખ રૂપીઆની કીમતનું ઇનામ મોકલ્યું. આવી રીતે સરકારે પોતાની કદર જાણી તે જોઈ નુરજહાંનો બાપ પરમ સંતોષ પામ્યો. અને લડાઈ હાલ બંધ રહી છે એવું વાંચીને નુરજહાંની શાદીની તૈયારીના હુકમ આપવા લાગ્યો. મેહેલને રંગ અને બેઠકોમાં ગલીચા તખતાઓ હાંડી ઝુમ્મરો વગરે સુંદર શણગારથી ઇંદ્રની અમરાપુરી તુલ્ય બનાવ્યો. ચારે દરવાજે નોબત વાગવા માંડી બેઠકોમાં ઉમદા ઉમદા રામજણીઓના નાચ થવા લાગ્યા, અને હેદરાવાદથી કુલબુરગેથી શાહાબાદથી ઇત્યાદી મોટા મોટા શેહેરોથી મીત્રોને ઇજન મોકલી બોલાવ્યા. તે સર્વને

મન માનતા ખાના શરબતો વગરે વખતે વખત ગુલામો હાજર કરે અને મેહેલના તમામ નોકર ચાકરોએ પોતાના સરદારની સખાવતને લીધે ઉમદા ઉમદા પોશાકો પેરયા અને મેહેલના તમામ માણસોના રાત્ર દિવસ આનંદ મોંજમજા ગાનતાન ખાનપાન ને હાસ્ય વિનોદમાં જવા લાગ્યા. તરેવાર આતશબાજીઓ રાતને સમય છુટવા લાગીઓ, હજારો ફકીર ને ગરીબ લોકોને સાંજને સવારે ઉતમ ખાન પાન અને એકેક ચાદર આપવામાં આવતી. આવી રીતે આખા મેહેલમાં તો શું પણ ઔરંગાવાદ શેહેરમાં નુરજહાંની શાદીની મોજમઝાનો બ્હાર જોવામાં આવતો. હીંદુ ઈઆ મુસલમાન સર્વેને નુરજહાંના બાપની નમ્રતા પુર્વક વિનંતી હતી કે મ્હેલમાં તેઓએ કૃપા કરી પધારવું, નાચની મીજલસમાં આવવું, આતશબાજી જોવી, પાન ગુલાબ અતર ફુલના હાર તોરા વગરે ગુલામો લઈને હાજર કરે તે લેવા, ખાનપાન ખાવાં અને આનંદ મોજમઝા શીવાય કાઈજ બીજું કરવું નહી. સુજ્ઞ વાંચનાર તમે આટલી બધી ખુશાળીના બ્યાનથી વિશેષ રાજી થતા હશો પરંતુ તમને નીરૂપાયપણે નારાજ કરવા પડેછે. કારણ જેની શાદીની ઉમંગ આનંદ ભરી ધુમધામ ચાલી રહી છે તે નુરજહાં આ ખુશાલીમાં કેટલો ભાગ લેતી હતી એ જ્યારે તમે વાંચશો ત્યારે બેશક આ બધી મોજ મજા ઉપર પાણી ફરી જઈ તમે અફશોષનાં દરીયામાં ગોતાં મારશો. આ ખુશાલીમાં નુરજહાં બીલકુલ ભાગ લેતી નહતી, પણ તેના મનને તો અતીશય દુઃખ અને વેદના થતી હતી, તે વિચારતી હતી કે મારી શાદી મારા મનગમતા પુરૂષ સાથે નથી થતી, અને અણગમતા બેસમજ ને બીકણ માણસ જોડે થાય છે. તેણીના મુખ ઉપરથી લગ્નના ઉત્સાહનો રંગ ઉ-

ડી ગયો હતો, અને તેને બદલે નાઉમેદીની પીળક જણા-
તી હતી. તેના શરીર પર ફિકાસની છાંયા પડી હતી. અને
મુખમાંથી આનંદના વચન નીકળવાને ઠેકાણે ઉદાસી
બતાવે એવા અરે હાય ઓહ ઈત્યાદી શબ્દો સંભળા-
તા હતા. તે અતલસની ગાદીપર લેટવાને બદલે જમીન-
પર પાથરેલા ગાલીચાપર લેટતી હતી. તેણે પોતાનો સ-
ણગાર બરોબર સજ્યો નહતો. કપડાં પણ ચોળાઈ ગયાં
હતાં તેના ચકચકીત કાળા ને લાંબા વાંકડીયા સારના કેશ
છુટા વિખરાવલી સ્થીતીમાં હતા તેના નયનનો સુરમો અ-
સુજળથી ધોવાઈ ગયલો હતો તેના ગુલાબી રૂખસાર ઉ-
પર અસુના ટીપાં સુકાઈ જઈ ડાગ રૂપ દેખાતા હતા
અને જેને જોતા પુરૂષ તેમ સ્ત્રીઓ આનંદમાં નિમગ્ન થ-
ઈ જતાં તે નુરજહાંને આવી દુખમાં જોઈ તેની દાસીઓ
તથા તેની માતાઓ અને તેની શીખવનારી સર્વની આં-
ખામાંથી દીલગીરીના આંસુઓની રેલ ચાલી રહી હતી.
અહો જગત કરતા પરમેશ્વર તેં એવી રૂપ ગુણ સંપન્ન
નુરજહાંને પૃથ્વી ઉપર જન્મ શા માટે આપ્યો જો તારે એને
આવી સ્થીતીએ પોંચાડવી હતી, તો એને આ સંસારનો
પવન લાગવા દેવો નહતો. એ રીતે વાંચનારના મનમાં કલ્પ-
ના ઉત્પન થયા વિના રહેશે નહી, પરંતુ પરમ કૃપાળુ પર-
મેશ્વરના નીયમ અને ડાહપણની ખુબી અલ્પ પ્રાણીઓ
શું જાણે! પરમેશ્વર જે કરેછે તેમા તેનો અતી ગુહ્ય અને
વિવેકથી ભરપુર સંકેત રહેલો છે. તેણે હરેક વસ્તુને માથે
થોડું અથવા ઘણું સુખ તેમજ દુખ સરજી રાખ્યું છે.
જો એમ નહી કર્યું હતતો સુખની કદર જાણવામાં આવત
નહી; પણ સુખની કદર જણાયછે તેનું કારણ દુઃખજછે
અને દુઃખની લાગણી થવાનું કારણ સુખજ છે. આહ-

હા અપાર શક્તી અને અકળ કળાના માલીક લાખો બલ-
કે કરોડો સૃષ્ટીના સૃજનાર પરમ કૃપાળુ પરમેશ્વર તારી
મહા સમર્થ લીલામાં મનુષ્ય પ્રાણીઓની તર્ક શક્તીનો હી-
સાબ શું છે. કંઈજ નહી. માત્ર તારા નીયમ અને ઇચ્છા-
થી થતા કાર્યમાં સંતોષ રાખી તારૂં મહાત્મ્ય અને દયા દિ-
નપ્રતી દિન વિચારવાં અને તનેજ એક સત્ય પુર્ણ ગ્નાન
રૂપ નિર્વિકાર અને આનંદ રૂપ જાણી તારા ચર્ણ કમળ-
માં મન વૃત્તીને રમાડવી એજ મનુષ્યને કર્તવ્ય છે. તે નુર-
જહાંને જન્મથી આજ દિવસ પરિયંત સ્વર્ગ તુલ્ય સુખનો
અનુભવ કરાવ્યો અને તેને યોગ્યને ગમતો પતી આપી હ-
વે પછીના તેના દિવસ પણ આનંદમાં જવાનો સંકેત કરી
રાખ્યો છે. પણ આજ સમયે આવી પીડામાં તેને તેના
અગ્નાનથી પડવું પડ્યું છે. એજ તેને દુઃખનો અનુભવ
મળેછે, અને તેથીજ પછવાડેથી મળવાના સુખનું યથા-
સ્થીત આદર પુર્વક નીરીક્ષણ બનેછે. જ્યારે તેની માતા
અને શીખવનારીએ અત્યાગ્રહ પુર્વક તેના દુખનું કારણ
જાણવા માગ્યું ત્યારે તે બોલી કે તમારેથી મારૂં કષ્ટ દુર થ-
ઈ શકતું હોત ને તમે પુછતા હોતતો હું ખુશીથી તમને જા
ણ કરત, પરંતુ તમે માત્ર સાંભળી રહી ઉલટાં મને સમજા-
વવા માંડશો તેથી મારા દુખમાં વધારો થશે માટે મને મા-
રી વાત પુછવી નહીં એજ વધારે સારૂં છે જ્યાં સુધી
મારૂં મન મારૂં દુખ સહન કરવાને સમર્થછે, ત્યાં સુધી ત-
મને કેવું મને જરૂરનું જણાતું નથી જ્યારે અગત્ય માલમ
પડશે ત્યારે હું આપો આપ તમને કહીશ. આ સમયે તો
મને મારા ઓરડામાં એકલી રહેવા દેશો તો તમારી મોટી મે-
હેરબાની સમજીશ. નુરજહાંની માતાએ પોતાની દીકરીનું
કહેવું ઠીકછે એવું સમજી ત્યાંથી ઉઠી નીકળવાનું કર્યું તે છ-

તાં તેને પણ અંતરમાં અસાધારણ કષ્ટ થતું રેહ્યું. નુર-જહાંની શીક્ષકને તો તેના દર્દની ખબર હતીજ એટલે તે દીન વદન રાખી ત્યાંથી ઉઠીને પોતાના ઓરડામાં ગઈ.

લગ્ન દિવસને હવે માત્ર એક રાત્રીનોજ વિલંબ રહ્યો. સમગ્ર દિવસ રાત્રીના ભેદનું કારણ સૂર્ય તે પશ્ચિમ દિશામાં જાણે પૃથ્વીની તળીએ જતો હોય એમ જણાવા લાગ્યો. આખા દિવસમાં તેણે પોતાના પ્રકાશ સાથે ગરમીની તીક્ષ્ણતા રાખેલી તે હવે ધીરે ધીરે થંડી પવનની લહેરોથી ઓછી થતી ચાલી. આકાશનો રંગ લીલો પીળો રાતો સિંધુરીઓ ને કાળા એવા તરેહવાર અને માણસના મનને ઉત્સાહ આપનાર દેખાવા લાગ્યો. ઝાડપાન ઉપરથી પવન મનોહર સુગંધથી પાસેનો પ્રદેશ આલ્હાદકારક કરતો હતો, પક્ષીઆં પોપટ કોયલ મોર વગરે પક્ષીઓ તાપને લીધે પોતાના રેહેઠાણમાં છુપી રહ્યાં હતાં તે હવે બહાર નીકળીને સાંજની લહેરથી આનંદ પામી કિલકીલાટ કરી આમતેમ ઉડતાં ફરતાં નજરે પડતાં હતાં. નદી અને ઝરાઓ તથા તળાવો ઉપર હરીણો ગાયો બકરાં અને બીજાં જાનવરો પાણી પીવાને જતાં પર્વતો ઉપર અસ્ત થતાં રવિ કિરણનો સુનેરી ઝળઝળાટ વૃક્ષપત્રોમાં રમણ્ય ભાસ આપતો હતો ઉપવન એ સમય સંપુર્ણ સુંદરતાને પ્રાપ્ત થયલું જણાતું હતું તેમજ નગરમાં પણ દેખાવ દિલપસન બન્યો હતો. દિવસે કામકાજ કરી હવે આરામ લેવાનો સમય આવ્યો એવું અંતરમાં જાણી સંતાપે માણસના મુખ ઉપર દર્શન દેવા માંડ્યું, અને તે ઉમંગથી તમામ પુરૂષો પોતાના ઘર પ્રતે જવાને નીકળેલા દેખાતા હતા, કેટલાએક શ્રીમંતો મ્યાનામાં ગાડીમાં અને કેટલાએક અરબી ઘોડા ઉપર ફરવાને જતા હતા, નીશાળીઆઓ પાટી ખડીઆ વગરે

લઈ દોડતા દોડતા અને કેટલાએક પોતે નીશાળમાં કેમ ભણ્યા બીજા છોકરાને પાછળ મુકી આગળ વધ્યા, કોઇએ મારામાર કરેલી તે વાંકમાંથી કેવી રીતે બચી ગયાં, વગરે તરેવાર વાતો કરતા અને કેટલાક ઉન્મત બીજા ગરીબોને કઠોર વચન કહેતા સઉ ઘર તરફ જતા હતા, બજારમાં અને મોટા રસ્તાઓ ઉપર ઘણીજ ભીડ થવા લાગી. અને હલવાઈની દુકાનો ઉપર તરેવાર મીઠાઇની રેકેબીઓ ચક-ચકીત સમઇઓની જોડે જોનારના મનને લલચાવતી હ-તીઓ, તંબોળીની દુકાન ઉપર સાર્ખાને સહેલાણી જુવાન પુરૂષો પાન બીડાં લેવાને ઉભેલા હતા કેટલાએક માળણો-ની દુકાનેથી ગુલાબ મોગરા વગરે ફુલોની કલગીઓ લેતા હતા, સરૈયાની દુકાનમાં તરેવાર ખુશબોની બાટલીઓના-માં ઉઘડવાથી મનોહર ખુશબોની લપટ ઉડતી હતી અને કોઈ રસીક પુરૂષને તે સરૈયો રૂપાની ઘુઘરીવાળી સળી ઉ-પર અતરનો ફાયો બનાવી કહેતો હતો કે આપ જુઓ આ અતર શુધ ઈસતંબોલનું છે કે નહી! શાક ભાજીની દુકા-નોપર પણ તેવીજ ગરદી ચાલી રહી હતી, જે રસ્તા ઉપર વેશ્યાઓ રહેતી હતી ત્યાં વળી જુદોજ બહાર ઉડતો હતો સ્વચ્છ ઉમદા પોશાક પહેરી છેલ પુરૂષો તોડથી વેશ્યાઓ તરફ આંખ ફેરવતા રસ્તેથી જતા હતા, અને વેશ્યાઓ પટી-આં પાડી હોઠ પાન ખાવી લાલરંગી સુરમેથી નેનને સણ-ગારી બારીક થાળુ જેના ઉપર તાજા રંગના ભભક ખીલી રહીછે, ને જેના બદનપર તડાતડ થતી ચોળીઓ ઉપર કસબી મોડિયાં કીનારી વગરે દીપી રહ્યાં છે અને મેંદીના રંગથી હાથની આંગળીઓ રંગેલી તે ઉપર છલ્લા રહી ગ-યેલા એવા હાથથી બારી ઉપર બેઠી બેઠી ધાક ભરી ન-જરોથી તેની તરફ જોનારા પુરૂષોને મોહ પમાડવાને પ્રયત્ન

કરતી હતીઓ. કેટલીએક વળી બારીપર પડદા નાખી અંદર બેઠેલી અને કેટલીએક રસ્તા ઉપર પગમાં બએ રૂપાના કડાંનો અવાજ કરતી ફરતી નજરે આવતી હતી નગરના જે ભાગમાં આર્ય લોકોના દેવાલયો હતાં ત્યાં સ્ત્રી પુરૂષો પોતાના તનને મનહર કરે એવા પોશાકથી સજી દેવ દરશન કરવા આવતા હતા. અને જેમ જેમ સાંજનો સમય અતીશય થતો ગયો તમતમ દેવમંદિરો તમ મનુષ્ય નિવાસ સદનોમાં એક પછી એક દિપકના જોત ઝબકવા લાગીઓ, એ સમય નુરજહાંના મહેલમાં લાખો દીવાઓ ચમકી રહેલા, અને લાખો માણસો આવજા કરતા હતા. સુમારે એક પ્રહર નિશા ગઈ હશે તે વખતે તમામ માણસો જમવાને એકઠાં થયા અને ત્રણ ઘટિકામાં તે સર્વ જમીને પોતપોતાની ખુશી પ્રમાણે જુદાજુદા ગમ્મતના સ્થળમાં ગયા. કેટલાએક નાચને રાગદારી સાંભળતા હતા કેટલાએક આતશબાજી જોતા હતા. અને કેટલાએક શરબત પીતા પાન સોપારી ખાતા અને હુકા પીતા બેઠાબેઠા તરેવાર વાતો કરતા હતા. નાચની મિજલસ બહુજ મોટી અને ભભકાદાર દેખાવ આપનારી હતી તેમાં સોળ રામ જણીઓ વર્તુળાકારે નાચતી સઘળ મહેલ અતી વિશાળ અને ચારે બાજુએ મીજલસી પુરૂષો એકથી એક ચડતા પોશાકને ઠાઠથી બીરાજેલા હતા તેમને સર્વને એક વખતે સરખું ગાયન સાંભળવામાં આવે તેમજ સરખો નાચ જોવાનો લાભ મળે અને કોઇને પણ અમરીયાદ ન જણાય એટલા માટે સોળ નવયોવના નાયકાઓ એક સરખો પોશાક પહેરી વર્તુળાકાર ઉભી રહેલી ને સઘળીઓના ચહેરા ચારે બાજુપર આવેલા અને પીઠ અંદર રહેલી તેથી મીજલ-

સૌને કોઇને અમર્યાદ દેખાવ જોવામાં આવતો નહીં સાજીંદાં લોકો નાયકાના વર્તુળની અંદર ઉભા રહી પોતાના સુંદર સાજ ઉપર હાથ ચલાવતા હતા. એ મીજલસ તેમજ બીજા અમીર ઉમરાવની બીજી મીજલસો જ્યારે બરોબર મધ્ય નિશાં થઈ ત્યારે ઘણી આછી થયેલી જણાઈ, કારણ ઘણા અમીરો પોત પોતાના આરામના સ્થળમાં જઈ નિદ્રાને પોતાના શરીર ઉપર રમવાને બોલાવવાના યોજ્ન કરતા હતા. મધ્ય નિશાને સમયે મહેલની ગરબડ ઘણે દરજ્જે શાંત પડતી જતી હતી, કૃષ્ન પક્ષના આખરની રાત્રી હોવાથી દુનિયા ઉપર ઘોર અંધકાર વરતી રહ્યો હતો, તે કામમાં હાલના જેવા રસ્તાઓ ઉપર દીવાઓ ન હતા. જ્યાં ત્યાં શાંતતાનું રાજ્ય ચાલી રહ્યું હતું. નગરના રસ્તાઓ સુના પડ્યા હતા, અને કોઈ કોઈ ભાગમાં એકાદ ચોકીદાર ઉભેલો કે બેઠેલો અને ઊંઘતો અથવા ઊંઘમાં ઘેરાયલો લંબી ખેંચવાની તૈયારીમાં હતો, ઝાડના પાંતરાં સરખાં પવન જ્યારે બંધ હોય ત્યારે હાલતાં નહી હતાં. એ સમય ઉપવનમાં મંદમંદ વાયુની લહેર અને તેથી વૃક્ષ પત્રનો સહેજ ખખડાટ, અને નદી નાળાંના જળના વેહેવાનો સહાર તે પણ થોડો થોડો, અને રાત્રીએ ફરનારાં પશુઓની ધીરીધીરી હાલ ચાલ શીવાય તમામ શૃષ્ટીએ માન ધારણ કરેલું હતું. પ્રાણીમાત્ર વસ્તીમાં તેમ વનમાં નિદ્રા કે સ્વસ્થતામાં હતાં. એમ કહેવાને બાધ આવે છે. કારણ જેવી કાળી ઘોરરાત્રી સદગુણી મનુષ્યને રૂચીકારક નથી. તેવીજ ચંદ્ર પ્રકાશથી રમણ્ય એવી અજવાળી રાત્રી દુરગુણી મનુષ્યને રૂચતી નથી. ત્યારે આવી ઘોર અંધારી નીશામાં દુષ્ટબુદ્ધીના પાપી ચોર મનુષ્યો પોતાના પાપ કર્મને સાધી લેવા સારૂ જાગતાં રહ્યાં હતાં અને અતીશય ઉમંગી

ચીતથી દુષ્ટ કલ્પાનાઓમાં નિમગ્ન હતા. કેટલાએક પરસ્ત્રી-
ના છંદવાળાઓ દિવસે પોતાની સાથે અનીતીમાં સામેલ
ન થઈ શકે એવી અજ્ઞાન અને કુછંદી સ્ત્રીઓને પાસે જ-
વાને આ સમય તૈયાર થયા હતા. જે દગાખોર કપટી લુ-
ચ્ચા પુરૂષો પોતાનો નિર્વાહ કપટને છળના કાર્યવડે ચલાવ-
તા તેઓ આ સમય પોતાના જેવા પાપીઓને ઘેર જઈ
દુષ્ટ મસલતો કરતા હતા, કેટલાએક ચોરી કરીને પારકા
ધન માલ ઉપર પોતાનું બળેલું પેટ ભરતા હતા તેઓ આ
સમય બિચારા અજાણ અને નીદ્રામાં પડેલા ભલા માણ-
સોના ઘરમાં ખાતર પાડવાને નીકળી પડ્યા હતા. વળી
જે નઠારી મતીવાળા માણસો બીજાના સત્કર્મ બહાદુરી
અને વૈભવ દેખી ખમતા નહી ને રાત દિવસ બળીબળીને
મરતા તેવાઓ પોતા કરતાં વધારે પરાક્રમી પુરૂષોને કોઈ
પ્રકારના સંકટમાં નાખવાને આવી ઘોર કાળીરાત ઉપયો-
ગમાં લાવવાને ફરતા હતા. સુજન પુરૂષો પોતાના સદનમાં
સંપુર્ણ નીવૃતીથી મીઠી ઊંઘ લેતા હતા તેમને વખતે તેમના
નાના બાળકો જગાડતા હતા. અને કેટલાએક ઘરોની બા-
રીઓ ઉઘાડી હોવાથી તેમાં બળતા દીપકનો ઝળઝળાટ
રસ્તાપર પડતો હતો. આવે સમયે નુરજહાંના મેહેલમાં
મોટામોટા અમીરો પોતપોતાના ઓરડામાં નીદ્રાવસ્થી-
તીમાં તરેવાર સ્વપ્ન જોતા હતા. તેમાં નુરજહાં જાતે એવું
સ્વપ્ન દેખી રહી હતી કે એની જોડે પરણનાર જફરશાને
કોઈ ચોર બાંધીને લઈ ગયા અને નુરજહાંના લગ્ન સિકંદર
શાહ જોડે થવાની તૈયારી ચાલે છે. આવું સ્વપ્ન આવેછે
તેને લીધે નુરજહાં મનમાં કાંઇક ખુશી થાયછે અને જ્યારે
જફરશાને કાંઈ પણ વાંકવિના દુષ્ટ ચોરો બાંધીને લઈ જતા

જુએછે ત્યારે દિલગીર થઈ તે ચોરોને કહે છે, કે એ બિ-
ચારા નિરદોષ માણસને એવી રીતે તમે શા માટે બાંધોછો
ને ક્યાં લઇ જાઓછો એને છોડીદ્યો. તમારૂં એણે કાંઈ
બગાડયું નથી ત્યારે ચોરોનો મુખ્ય માણસ એમ કહેછે કે
તું કેવી ગાંડી છે કે જે ધણી જોડે તારૂ પરણવાનું મન
નથી તેને અમે લઈ જઇએછીએ તો તે કામથો તારે રાજી
થવું જોઇએ તેને બદલે તું અમને એને છોડી દેવાની
ભલામણ કરેછે. નુરજહાં કહેછે કે ખરૂંછે મારે એની જોડે
પરણવું નથી પણ વાંક વિના તમે એના આવી દુરદશા
કરોછો તે મારેથી સહન થતું નથી. બીજી તરફ જફરશાને
પણ બીજાું સ્વપ્ન આવેછે તેમાં તે એવું જુએછે કે પો-
તાન. લગનની ક્રીયા ચાલેછે નુરજહાં પોતાની પાસે ઉભીછે
અને પોતે ખડખડ હસેછે અને વાજાં વાગેછે વગેરે દે-
ખાવથી પોતે ઘણુંજ હસેછે. અને મહેલના એક ત્રીજા
ઓરડામાં સિકંદરશાહ જેને નીજામ સરકારે નુરજહાંના
શાદીની મુબારક બાદી આપવા માટે પોતાની તરફથી મો-
કલ્યોછે તે સુતોછે. તેને પણ પરમેશ્વરની ઇચ્છાથી સ્વપ્નમાં
કોઈ મોટો ઓલીઓ એક પાહાડના શીખર ઉપર બેઠલો
જોવામાં આવ્યો અને તેના ગંભીર અને ધર્મ રૂપ મુખને
જોતાંજ સીકંદરશા તેને પગે પડ્યો તેવખતે તે ઓલીઆએ
સીકંદરશાના મસ્તક ઉપર હાથ મુકી ઉઠાડ્યો અને કહ્યું
બચ્ચા તેરા ભલા હોયગા તેરે વાસ્તે એ ખાના હે તુંખા
એવું સાંભળી સીકરદશાહે તે ખાનામાંથી ચાર કોળીયા
ખાધા અને પાણી પીવાને જાયછે એટલામાં વળી આંખ
ખુલી ગઈ. પોતે આવું સ્વપ્ન જોયું તેનો શો નિર્ણય કરવો
એવો ઘડીક વીચાર કરી ફરીથી નીદ્રાના સપાટામાં ઘસઘ-
સાટ ઘોરવા લાગ્યો. આ સમય કડીંગ લઈ મહેલના દર-

વાજા આગળ મોટી ઘડીયાળ ટાંગેલી હતી તેમાં એક ટંકોરો કરવાને વગાડ્યો. ઇશ્વર સત્તા મહા પ્રબળ છે તેના આગળ રાજા બાદશાહ શ્રીમંત બહાદુર વિદ્વાન પંડીત કે કોઇ બીજે શક્તીવાન કોઇનું કાંઇપણ ચાલતું નથી. નુરજહાંના મહેલને ચાર દરવાજા હતા, તેમાં ત્રણ ત્રણ કલાક એક એક દરવાજો નિયમ પ્રમાણે ઉઘાડા રહેતો અને બીજા ત્રણ બંધ રહેતા; એ બંધ રહેલા દરવાજાની નજીક દિવાલ આગળ ચાર મરાઠાઓ તે સમયે આવીને ઉભેલા હતા. વાંચનારને યાદ હશે કે જે મરાઠા સરદારે નુરજહાંના બાપ ઉપર તરવાર ઉગામી તેનો પ્રાણ લેવાની તૈયારી કરી હતી, પણ જે પોતાના કમનસીબે સિકંદરશાહના ભાલાથી વિંધાઈ સ્વર્ગવાસી થયો હતો તે મરાઠાના બે ભાઇઓ પોતાના બાહાદુર ભાઇનું વેર લેવાના નીચ ઇરાદાથી આવી કાળી રાતે દુષ્ટ ચોરીનું કામ કરવાને પોતાના બે સાથીઓને સાથે લઈ આવ્યા હતા. બે ભાઇમાંથી એકે પોતાની જોડે એક રેબતી રાખી મહેલની ફરતી દિવાલ ઉપર ચડી અંદર ઉતરી જઈ જે ચોરી કરવી ધારેલી તે કરીને ત્યાં પાછા આવવાનો ઠરાવ રાખી બીજા ભાઇને દિવાલના બહારજ પોતાના સાથી જોડે રાહ જોતાં ઉભા રહેવાનું કહી એક ભાઈ અને સાથી દિવાલ ઉપર ચડી અંદર મહેલની છુટક જગામાં ઉતર્યા. અને ત્યાંથી છુપીછુપીને મહેલના જે ભાગમાં મહેમાન અમીરોનો ઉતારો હતો ત્યાં આવ્યા. વાંચનારે યાદ રાખવું કે બે મરાઠા ભાઈઓની સાથે તેમના બે નોકરો હતા તે લોકો ગરીબને વેશે દિવસે મહેલમા હરી ફરી ક્યાં સિકંદરશાહનો મુકામ છે વગરે જરૂરની તપાસ કરી ગયેલા હતા, અને તેમાથી એક જણ આ સમય એક ભાઇને લઈ પોતાના જાણ્યા પ્રમાણે સીકંદરશાહના ઓરડા આગળ

દાખલ થયો. પરમેશ્વરની કુદરત અજાયબછે. તેણે મરા-
ઠા જાણુ બિંદુની બુદ્ધીને સ્મૃતીમાં કાંઈક ન્યૂનતા રાખી
તેથી સિકંદરશાહના ઓરડામાં જવાને બદલે સદરહુ બે
મરાઠાઓ તેની પાસેના ઓરડામાં ધુસ્યા અને જુએછે તો
એક ઉમરાવ પુરૂષ ઝીણું બુરાનપુરી શેલું પોતાના સ્હેરા
ઉપર ઓઢી ભરનિદ્રામાં એક રૂપાના અતી મનોહર પલં-
ગ ઉપર પડેલો દીઠો. પલંગની નજીક દિવાલ ઉપર પીત-
ળની ખીલીએ એક સુનાની મુઠ જેમાં હીરા માણેક જ-
ડેલાં હતા તેણે યુક્ત લાંબી તરવાર લટકતી હતી અને તે-
ની નજીક બીજી ખીલીએ ભરજરી મંદિલ જે એ ઉમરાવ
પોતાના મસ્તક ઉપર વાંકી ઢબથી પેહેરતો હતો તે અને
તેની નીચે અતી ઉમદા અંગરખો ને નીમો લટકી રેહેલાં
હતા. પલંગની બીજી બાજુપર એક રૂપાની બે ફીટ લાંબી
અને એક ફુટ પહોળી એવી પેટી પડેલી હતી અને તે પે-
ટીથી થોડે અંતરે એક ગોખલામાં રૂપાનો લોટો ને તે ઉપર
તેજ ધાતુનું નકસીદાર પ્યાલ પડેલાં હતા. અને એજ ગો-
ખલાની ઉપરના ભાગમાં બે શીશા જેની નજીક જતાં ગુ-
લાબને અનારની સુગંધથી તે બે જાતના શરબતોથી ભરેલાં
જાણવામાં આવતા હતા. એ ગોખલાની જમણી બાજુએ
બીજો ગોખલો હતો તેમાં તરેવાર રંગના પુઠાવાળી ચાર
કિતાબો પડેલી હતી અને એક ખુણામાં એક મોટી
સીસમની પેટી પીતળના ચાપડા નેં ખુણીયાવાળી ચકચ-
કીત દેખાતી પડેલી હતી; આખા ઓરડામાં બસરાઈ
અત્તરની ભભક ઉડી રહેલી હતી, સુમારે ચાળીશ હાંડી-
ઓ અને ચાર ઝુમ્મરો છત ઉપરથી લટકતાં હતાં તેમાં-
થી ચાર હાંડીઓજ માત્ર પ્રકાશ કરવાને બળતી રાખે-
લી હતી ને બાકીની બધીઓમાંથી ગલાસ કાડી લીધેલાં

હતાં. બે ચોર આ ઉમરાવને સિકંદરશાહ સમજી તેની છાતી ઉપર એક જણે ચડી બેસી હાથમાં કટાર હતી તે બતાવી તેને મુંગા રહેવાનું કહ્યું ને તુરત બીજાએ તેના મુખમાં એક રૂમાલનો ડુચો દાબી તેના હાથ બાંધી લીધા અને એક જણે તેને પોતાની ખાંધ ઉપર ઉઠાવી ત્યાંથી નીકળી નાઠા. આ મહેલના બાંધણી એવી રીતના હતી કે દરેક માલની અંદરની ને બ્હારની બાજુએ કઠેરા હતા અને ભોંય તળીએ પણ તેજ માફક ઓસરીઓને ઓરડા હતા અને દરેક દિશાએ સોળ સોળ બારણા હતા. હવે એ બારણા ઉપર બબે સીપાઇઓની ચોકી હતી, પરંતુ લગ્નના દિવસ હોવાથી તેઓ નજરમાં આવે ત્યાં જતા હતા અને ચોકી ઉપર સકત જાપતો નહી રેહેતો હતો. આ સમય અરધી નીશા ઉપર એક કલાક કરતાં વધારે વખત થયો હતો અને જે બાજુએ હુક્કા પાન સોપારી વગેરે મોજ ચાલતાં હતી તે તરફ ઘણાખરા ચોકીદારો હતા એટલે જે બારણેથી ચોરો મેહેલમાં દાખલ થઈ દાદર ઉપર ચડી પેહેલા માલમાં જઈ આ ઉમરાવને બાંધી લઈ ગયા તે બારણા ઉપર કોઈ હતું નહી તેમજ ઓસરીમાં ઉપર અને હેઠળ મેહેમાન લોકોના સીપાઈ નોકરો પણ કોઈ કોઈ સુતેલા હતા ને બીજા ઘણાઓ પોતાના મોજ શોકના મુકામપર એકઠા થઈ સહેલ કરતા હતા. મતલબ આ ઉમરાવને બાંધી મોમાં રૂમાલનો ડુચો રાખી જબરદસ્તીથી મરાઠા ચોરો લઇને દિવાલ આગળ આવી એક જણે બહાર બે મરાઠા ઉભેલા તેમને બોલાવી તેમની મદદથી આ ઉમરાવ કેદીને દિવાલની બહાર ઉજડ જંગલમાં લઇને કશી હરકત વિના રાતો રાત એક ડુંગરી કિલો જે ઔરંગાબાદથી સુમારે પંદર કો-

થ દુર હતો ત્યાં લઈ ગયા અને તેને એક અંધારી કોટડી-
માં કેદ રાખ્યો. અહો અગાધ શક્તીના ઇશ્વર તારી મા-
યામાં મોટા મોટા ગ્નાનીઓ ભુલી જાય છે અને તારી લી-
લાનો પાર કોઈ પ્રામી શકતું નથી. જફરશાહ બંગાલના ન-
વાબનો દીકરો થાય અને જે ત્યાંથી અતીશય હોંસને આ-
નંદથી નુરજહાં જેવી પરીઓમાં પણ વધારે ખુબસુરત
ઓરત જોડે પરણવા આવેલો અને માત્ર એક દિવસ
આડો હતો એટલામાં તેના લગ્ન તો ક્યાંય રહી ગયાં અને
તેની નુરજહાં પણ દુરજહાં થઈ ગઈ અને પોતે ઇરમના
બાગ જેવી સુશોભિત ઇમારતમાં સુતેલો ત્યાંથી દક્ષણના
ડુંગરી કીલ્લા ઉપર અંધારી કોટડીમાં કેદ થઈ રહે અને દર
પળે પોતાના જાનની ધાસ્તીમાં સુકાતો જાય! એવા અક-
સ્માત ફેરફાર કરવાને હે પરમેશ્વર તારા વિના કોણ શક્તી
ધરાવે એવા છે? કોઈ નહી. એ તો શું પણ એથી હજાર
દરજ્જે વધારે આશ્ચર્ય પમાડે એવા ફેરફાર તું એક નીમી-
ષમાં કરેછે. તારા મહાત્મનો પાર કાળાંતરે પણ આવે ન-
હી. તારા નામ સ્મરણથીજ સંતોષ માનવો એજ ગ્નાનીઓ-
એ યોગ્ય માન્યું છે. વાંચનાર જફરશાહની સ્થીતી ઉપર
દયા લાવશો, તેના દુખથી દુખીયા થશો પણ પરમેશ્વરની
ઇચ્છા એવી હશે તો તેને આધીન થયા વિના છુટકો નથી.
ખરેખર વજ્ર જેવા હૈયાના ક્રૂર પ્રાણીને પણ જફરશાની
આફત ઉપર રડવું આવ્યા વિના રેહેશે નહીં. નવાબની
શાહ્યમી, નુરજહા જોડે થવાની શાદી, એનો અનુભવ લેતાં
લેતાં એકદમ જંગલમાં આવેલા બિહામણા ડુંગરી કિલ્લા
પર અંધારી કોટડીમાં કેદ થવું અને દિવસમાં એક વખત
જુવારનો રોટલો ને શાક ખાઈ પડી રેહેવું એથી કાળ
ચક્રની વધારે સખ્ત શિક્ષા તો હશેજ નહીં.

## પ્રકરણ ૬ ઠું.

આગલા પ્રકરણમાં જે ત્રાસદાયક બનાવ બન્યાની હકીકત આવી ગઈ તેજ સવારે જફરશાહ મહેલમાં નથી અને તે ક્યાં ગયો હશે, શું તે નાશી ગયો હશે, અગર તેને કોઈ લઈ ગયું હશે. કે પરમેશ્વરના કોઈ અજાયબી ભરેલા ચમત્કારથી તે મ્હેલમાંજ અદૃષ્ટ રહ્યો હશે કિંવા તેનો નાશ થયો હશે, એવા અનેક તર્કો થવા લાગ્યા અને તમામ અમીર ઉમરાવો તેમ નુરજહાંનો બાપ ઘણાજ નાખુશ થઈ ગયા. મહેલમાં શાદીની ધામધુમ નરમ પડી ગઈ ચારે દિશામાં સવારો શોધ કરવા દોડી ગયા અને મહેલમાં એવી તો ઉલટા સુલટી ગરબડ મચી રહી કે તેનું બયાન બનવું મુશ્કેલ થઈ પડે. આ ખબર આખા ઔરંગાબાદમાં ફેલી ગઈ, અને તમામ લોકો નીરાશ અને દુખી થયા કે હવે ખોવાઈ ગયલો જફરશાહ ક્યારે મળશે ને શાદી ક્યારે થશે! અને પરમેશ્વરે આ શો ગજબ કર્યો એ રીતે સઉ વાતો કરવા લાગ્યા. નુરજહાંને આ ખબર તેની શીક્ષકે આપી અને તેજ વખત તેણીએ નુરજહાંને પેલા ઓલીયાની કબર પાસની ઝુંપડીમાં આવેલા ફકીરના વચનો કહી સંભળાવ્યા. તે સાંભળી નુરજહાંની છાતી એકદમ હર્ષથી પ્રફુલિત થઈ અને દિલગીરીના તમામ ચિન્હો એકદમ નુરજહાંનો ત્યાગ કરી ગયાં. નુરજહાંનું વદન જેમ સરોવરમાં કમળ ખીલે તેમ ખીલેલું સુંદર જણાયું અને તેણીએ પોતાના તમામ અવયવોને યોગ્ય શૃંગારથી સુશોભિત કરી પ્રથમની સુખી અને ઉમંગી તબિયતમાં હરવા ફરવાનું શરૂ કીધું. નુરજહાંને ખુશી થએલી જોઈ તેની માતાઓ પણ આનંદ પામી મતલબ જનાનખાનામાં ઉત્સાહનો ભરપુર બહાર ઉભરાઇ રહ્યો. માત્ર નુરજહાંના પીતાનું મન ઘણું

ખિન્ન રહેવા લાગ્યું. સોધ કરવા ગયલા સવારો એ દિવસ પછી નીરાશ થઈ આવ્યા અને જફરશાહનો કોઈ ઠેકાણે કાંઈજ પત્તો મળતો નથી એવા સમાચાર ચારે દિશાએ ગયલા સ્વારોએ આપ્યા. નાચાર અને નાઉમેદ થઈ નુરજહાંના પિતાએ પોતાને ત્યાં આવેલા પરોણાઓને રજા આપી અને વિનંતી પુર્વક તેઓની પાસે ક્ષમા માગી કે પરમેશ્વરની મરજીથી મારે ત્યાં રંગમાં ભંગ થયો છે. અને જ્યારે પાછી પરમેશ્વરની કૃપા થશે અને નુરજહાંના લગ્ન કોઈ યોગ્ય અમીર જોડે કરવાનો સમય આવશે ત્યારે આપને તસદી આપીશ. અમીર ઉમરાવો પણ પોતાની ઉદાસી જણાવી પોત પોતાને વતન સીધારી ગયા. અને નુરજહાંના લગ્ન હમણા થોડા દિવસ બંધ રહ્યાં.

સિકંદરશાહે હૈદરાવાદ જવાની રજા માગી અને નુરજહાં પાસે જઈ તેણે કહ્યું કે તમારી મરજી મુજબ તમારા લગ્ન અટક્યાં છે. હવે તમે જો મને ચહાતા હો તો તમારા પિતાને સમજાવી મારી જોડે લગન કરવાની સંધી મેળવો. નુરજહાંએ ઘણી ખુશીથી કબુલ કીધું કે હવે ઝાઝી અડચણ નડવાની નથી. મારૂં બનશે તેટલું કરીને એક માસની અંદર તમારી દાસી થઈશ. એ વાતની આપ ખાતરી રાખો. આવો જવાબ નુરજહાં તરફથી સાંભળી સિકંદરશાહ પાછો હૈદરાવાદ તરફ રવાને થયો. અને હવે નુરજહાંનોને પોતાનો સંબંધ જલદી થશે એવા વિચારથી ખુશી થતો પોતાના કામ ઉપર હાજર થયો. સિકંદરશાહનો સ્વભાવ મિલનસાર, નમ્ર, અને રસિક હોવાથી જે જે માણસોને એની સાથે પ્રસંગ પડતો તે સર્વ એની જોડે સ્નેહ દાવો રાખતા. નિજામ સરકારના લશ્કરી ખાતાના ઉપરીનો શિરસ્તેદાર

કોઇ મુત્સદ્દી ઘણો ભલો માણસ અને પ્રેમી તેમજ ચતુર હતો. તેની પાસે ઘણી વખત સિકંદરશાહને કામ પ્રસંગે જવું પડતું અને બેઉના સ્વભાવ એક સરખા હોવાથી તેઓ વચ્ચે દોસ્તીની ગાંઠ સારી બંધાઇ. પછી તો તેઓ દિવસમાં ઘણો વખત એકઠાજ રહેતા. ફરવા માટે ક્યારેક ગાડીમાં ને ક્યારેક ઘોડા ઉપર સાથેજ જતા. બગીચામાં ક્યારેક બીજા બેચાર મિત્રો સાથે કંઈ ખાનપાન અથવા નાચની બેઠક વગેરે હોય તો ત્યાં પણ એ બેઉ સાથેજ હોય. તે મુત્સદ્દીનું નામ ગોકુલપ્રસાદ હતું. સિકંદરશાહ અને ગોકુલ પ્રસાદ એક દિવસ એક બાગમાં ફરતા હતા તે વખત ગોકુલ પ્રસાદે પુછ્યું કે તમે ઔરંગાબાદ જઈ આવ્યા ત્યાં શી ગરબડ ઉઠી હતી કે લગ્ન બંધ રહ્યાં. તેનું સવિસ્તર બ્યાન આપ કહી જાઓ તે ઉપરથી સીકંદરશાહે યથાસ્થિત વાત કહી સંભળાવી એટલે ગોકુલપ્રસાદે આશ્ચર્ય થઈ કહ્યું કે મેહેલમાંથી વરને ઉઠાવી લઈ જાય એ બહુજ હેરત ઉપજાવે એવું છે. પણ બને એમાં કંઈ ના કેવાય નહી. અહીઆં પણ અમારી પડોસમાં એનાજ જેવી હકીકત બનીછે. પણ તે ગરીબ માણસછે. અને વળી હીંદુ છે તેથી તમારા જાણવામાં ભાગ્યેજ આવી હશે. સીકંદરશાહે કહ્યું બિલકુલ નહી. મને કેહેશો તોહુ ખુશીથી સાંભળીશ.

ગોકુળ પ્રશાદ કહેછે મારી પડોસમાં એક ભગવાનદાસ કરીને શખ્સ રેહેછે તેને એક દિકરીછે તેનું નામ દિવાળી કરીને કહેછે અને તેની ઉમર હાલ તેર વર્ષની છે. રૂપગુણમાં દિવાળી બહુજ પેહેલા નંબરની છે પણ ગરીબ માબાપની છોકરી તેથી તેના રૂપને લાયક ભારી શણગાર

નહી એટલે તેને સાધારણ રીતે ખુબસુરત છે એવું કહેછે તેના માબાપે કોઈ પૈસાદાર જાલનામાં સોધી કાડ્યો છે, તેના દિકરા ચુનીલાલ વેરે દિવાળીને પરણાવવાનો ઠરાવ કીધો અને જે અરસામાં તમે ઔરંગાબાદ ગયા હતા તેજ વખતે જાલણેથી ભગવાનદાસને ઘેર જાન આવી હતી. દિવાળીને ચુનીલાલ રૂપગુણવાન છે ભણેલોછે વગેરે બધી વાતે સારો સમજાવવામાં આવેલો અને તેથી દિવાળી એ ખુશી થઈ પોતાના લગ્નનો આનંદ અનુભવવા માંડ્યો હતો પણ ભોગજોગે દિવાળીના સહીપણી ચંચળ નામે કોન્ય છે તે જાલણેથી ચુનીલાલની જાનમાં આવેલી અને તેણે દિવાળીને ચુનીલાલ કેવો રૂપગુણવાન છે વગરે ખરી હકીકત કહી ત્યારથી દિવાળીનો વિચાર બદલાઈ ગયો અને તેણે તુરત તેની માને એ વાત કહી કે ચુનીલાલ રૂપગુણમાં મારી બરોબરી તો નહી પણ સેજસાજ પણ સારો દેખાય એવો નથી. તે રંગે શામ, મોહ ઉપર શીળીના વર્ણવાળો અને કદે ઠીંગણો એવો કરૂપછે. વારૂ ગુણમાં જોશો તો મેલો ઘેલો રેહેછે વિવેકનું નામ શું તેથી અજાણ છે, સાધારણ વાત પણ સાત વખત કહીએ ત્યારે સમજી શકેછે અને બોલવામાં પણ હલકા શબ્દો વારેવારે વાપરે છે એટલે ગુણથી એ પણ ગર્ધવ તુલ્ય છે. અને ભણેલો તે માત્ર જેવા તેવા પત્ર લખી વાંચી જાણેછે બાકી કોઈ નીતીના તેમજ ધર્મના પુસ્તકો ભણ્યો નથી અને વાંચીને સમજી શકતો નથી. આવા કજોડ વર જોડે મારો વિવાહ કરવા માંડ્યોછે તે મને પસંદ નથી માટે તું એ લગ્ન અટકે એવો બંદોબસ્ત કર. દિવાળીની મા બોલી તું દિકરી જાત થઈ આ વર મને ગમતો નથી અને એ મારી બરોબર

રૂપગુણવાન નથી એવું કહેછે તે સાંભળીને હું ઘણી અચરત થાઉંછું. આજસુધી કોઇપણ કંન્યાએ તારી પ્રમાણે ભાષણ કરેલું મારા સાંભળવામાં આવ્યું નથી. માટે તારો ધર્મ તો એજછે કે "દિકરીને ગાય જ્યાં આપે ત્યાં જાય" એ કહેવત પ્રમાણે તારે તો અમે તને જ્યાં પરણાવિએ ત્યાં જવું. તું તારા ભાઇની જોડે વાંચતાં લખતાં શીખી અને પુસ્તકો વાંચી જાણેછે તેથી શું અમને તું ગાંડાં સમજેછે. તારે એ વાતમાં કાંઈ બોલવું નહી. તારા બાપે પત્ર લખી જાલણેથી જાન બોલાવીછે અને હવે શું તેને પાછી કાડે! એ વાત કદી બને નહી. માટે તારે તો જે વર અમે તારે માટે ખોળી કાડ્યોછે તેની જોડે ખુશીથી પરણવું જોઇએ.

દિવાળીએ પોતાના કપાળ ઉપર હાથ મુક્યો અને કહ્યું કે મેં ચુનીલાલના રૂપગુણને વિદ્યાની વાત કહી સંભળાવ્યા છતાં, તું જ્યારે આવું બોલેછે ત્યારે તું મારૂં રૂડું ચાહાનાર નથી. તને મારે માના નામથી બોલાવવી પણ લાયક નથી. કારણ માબાપનો ધર્મ શું છે તેની તમને કાંઈ ખબર નથી અને ખબર હોય પણ ક્યાંથી તમે શું કાંઇ નીતીશાસ્ત્ર કે ધર્મશાસ્ત્રના પુસ્તકો વાંચી શકોછો તમને તો આ સંસારમાં જે પ્રવાહ ચાલ્યો જાયછે તેમાં તણાવાની ખબર છે બીજી ધર્મની કે નીતીની જરાએ ખબર નથી જણાતી. તું વિચાર કર કે જે વસ્તુ મને પ્રથમથીજ ગમતી નથી તે વસ્તુનો સંગ સદા મારેથી શી રીતે સહન થશે.જે વસ્તુ જોઇને મારે રૂંએ રૂંએ અગ્ની પ્રગટે તે વસ્તુનો સ્પર્શ મારીથી કેમ થાય. જે વસ્તુ ઉપર મારા અંતઃકરણથી ધિકાર ઉપજે તે વસ્તુપર પ્યારની નજરથી કેમ જોવાય. અરે જે વસ્તુ ટુંકામાં મારા મર્ણનું કારણ હોય તે વસ્તુથી મારૂં સુખ

કેમ થાય. આ પ્રમાણે તને સમજાવ્યા છતાં તું તારી અ-
જ્ઞાન અને અલ્પબુદ્ધીથી મમત રાખશે તો એનું ફળ મારા
મર્ણરૂપનો લાભ પામીશ હું તને ખરૂં કહુંછું કે પરમેશ્વરની
એવી આજ્ઞાછે કે માબાપે પોતાના પુત્રીને તેના સમજ
શક્તી સ્થીર થાય ત્યારે તેને લાયક રૂપગુણ વય અને વિદ્યા
જે પુરૂષમાં હોય તેની સાથે પરણાવવી એમ નહી કે ગમે
તેવો એક નામનો પુરૂષ લાવી તેના જોડે જેમ લાકડે માંકડું
વળગાડી દેય તેમ વળગાડી દેવી. તેં કહ્યું કે દીકરીને ગાય
જ્યાં આપે ત્યાં જાય એ તે શું પરમેશ્વરના આજ્ઞાનું વાક્ય
છે. અને એનો અર્થ શું તું સમજેછે તેવોછે? કે પુત્રીને
અયોગ્ય વર સાથે પરણાવી દેવી. એમ નથી. પુત્રીના લગ્ન
કરી આપવાનો હક માત પીતાનોછે પણ તે યોગ્યવર જોડે
અયોગ્ય જોડે નહી. યોગ્ય પુરૂષ સાથે પુત્રી પરણાવીને વળાવે
એટલે તે ગાયની માફક જાયજ. આવી રીતે ધર્મશાસ્ત્રમાં
પરમેશ્વરે આજ્ઞા કરીછે. તું કેહેશે કે પરમેશ્વરની આજ્ઞા
નથી તો તેનો ખુલાસો એજછે, કે ધર્મશાસ્ત્રના કરતાં મોટા
સમર્થ રૂષીઓ થઈ ગયા તે દ્વારે પરમેશ્વરે આજ્ઞા કરીછે
એટલે તે ઇશ્વરી આજ્ઞા માનવી, તને મારી મરજી વિરૂદ્ધ
મારા લગ્ન કરવામાં શો ફાયદોછે તે તું કેહેતો હું જાણું તો
ખરી કે આ ફાયદાનો વિચાર તારા મનમાં પ્રબળ થયોછે
અને તેથી તું મારા આખા જીવતરનો સમૂળ નાશ કરવાને
ધીટપણું અને મમત લઈ બેઠીછે; દિવાળીના ભાષણથી
તેની માના મનપર અસર થઈ અને તેણીએ દિવાળીને
કહ્યું બેન જો એમજછે તો એ વાત હું તારા પિતાને જઇને
કહુંછું અને તે શું કહેછે તે ઉપર તારા સુખ દુખનો
આધાર રેહેશે.

ભગવાનદાસ જાનને ઉતારા વગેરેનો બંદોબસ્ત કરી

આપી ઘેર આવ્યા એટલે તેની સ્ત્રીએ તેને એકાંતમાં દિવાળીના વિચારથી જાણીતા કીધા. ભગવાનદાસ બોલ્યા દિવાળી તો મૂર્ખછે. એને રૂપગુણને શું ધોઈ પીવાંછે. "રૂપની રડે ને કરમની ખાય" એ કહેવત શું દિવાળીએ નથી સાંભળી. એ છોકરી વળી જરા શાસ્ત્રી અક્ષર લખતાં વાંચતાં શીખી અને બેચાર શ્લોકના પુસ્તકોવાંચી ગઈ એટલે હવે એમ માની બેઠીછે કે એને બધી ધરમની ખબર પડી ગઈ પણ એમ નથી જાણતી કે અમે કરતા હઈશું તે કંઈ ડાહાપણથીજ કરતા હઈશું. રૂપગુણથી પેટ ભરવુંછે કે રોટલાથી. ચુનીલાલના રૂપગુણ તો ઠીકજછે પણ એના બાપ પાસે એક લાખ રૂપીઆની પુંજીછે એટલે દિવાળીને રોટલા ટીચણ સુધીછે ને આપણે પેહેલું ખાવા પીવાનું સુખ જોવું ઘણાએ રૂપગુણવાન અથડાતા ફરેછે તેને શું કરે આજ તો જેની ગાંઠે પુંજી હોય તે મોટો ને તેની પાસે સરવે આધીન થઈને જાય—દિવાળી અણસમજુ છે તેની સાથે તારી સમજ પણ ગઈછે કે તું તેની શિફારસ કરવા આવીછે.

ભગવાનદાસની સ્ત્રીએ જવાબ આપ્યો કે તમે પોતે દિવાળીને બોલાવી પુછી જુઓ કે ચુનીલાલ વેરે તારાં લગ્ન કરવામાં તારી ઇચ્છાનુરૂપ થાયછે કે તેથી વિરૂદ્ધ, એટલે તેનું કેવું તમારા સમજવામાં આવશે. ભગવાનદાસે કહ્યું જા દિવાળીને બોલાવ. દિવાળીની મા અને દિવાળી જ્યાં ભગવાનદાસ બેઠા હતા ત્યાં આવ્યા ભગવાનદાસે દિવાળીને કહ્યું જાલણેથી જાન આવીછે અને આવતી કાલે તને પીઠી ચડશે અને વરને પણ કાલથી પીઠી ચડશે ને આજથી પાંચમી વરશે ચુનીલાલ વેરે તારાં લગ્ન નીરધાર્યાં છે એ વાત તો તું જાણેછે. અને હવે તારી મા તારી ખુશી નથી

એવું કેહેછે તેનું શું કારણ? દિવાળીએ ઉત્તર આપ્યો કે તમે મને પ્રથમ એમ કહ્યું હતું કે જાણણામાં એક વરછે અને તે રૂપગુણ સંપન્નછે અને ભણેલ ગણેલ શ્રીમંત છે. પણ તમારા કહેવામા અને ખરી હકીકતમાં ઘણો ફેર છે. માટે મારો વિચાર એ વરને પરણવાનો નથી. તમારે કાંઈ વાંધો કાહાડી એ આવેલી જાનને પાછી મોકલવી અને મહીને બે મહીને કોઈ બીજે સ્થળે જ્યાં મારૂં મન માને ત્યાં મારાં લગ્ન કરવાં એ મારી વિનંતીછે. આ મારૂં બોલવું તમને નવલ લાગતું હશે પણ મને સારા નરસાની પરીક્ષા કરવાની શક્તી મારી વય.અને વિદ્યાને યોગે આવીછે અને એજ કારણથી હું તમારે પાસે મારા લગનની ચરચા ચલાવુંછું. કદાપી શરમ રાખી કંઈ નહી બોલું અને તમે તો મારા મુંગા રેહેવાથી એમજ નિશ્ચય કરો કે તમે જે વર મારે માટે જોયો તે મને અનુકુળછે તો પછી તમારે માથે મારા આગળ થવાના દુઃખનો દોષ રેહે નહીપણ તે મારા પોતાનાજ શીરપર રહે. અને એતો નક્કીછે કે મને તેમજ બીજી કોઈ પણ સમજુ કંન્યા ને જે વર ન ગમતો હોય ને તેના જોડે પરણાવી દીધી હોય તો પતિ પ્રિયાનો પવિત્ર સંબંધ અને તેથી થતું અપૂર્વ સુખ એ બેઉની સ્વપ્નમાં પણ આશા ન રખાય. અને નિત્ય કલેશ અને મહાકષ્ટથી એમાંથી એકનો જલદીથી અંત આવે આટલા કારણ માટે મારી વિનંતી કબુલ કરશો.

ભગવાનદાસનો મિજાજ ઘણો ગરમ થયો અને તે ક્રોધ યુક્ત આંખો વડે જોઇને દિવાળીને કેહેવા લાગ્યો;કે તું નાદાનછે તારામાં સારા નરસાની પરીક્ષા કરવાનું કુંસલ બાત નથી અને પુસ્તકોમાં વાંચેલી મોટી મોટી વાતો પ્ર-

માણે ઘરસંસારમાં વર્તવાનો નિશ્ચય કરી બેઠી છે. એ તા-
રી મોટી ભૂલ છે. રૂપ ગુણને વિદ્યા થોડાં છે. એ હું જા-
ણુંછું પણ એના બાપ પાસે એક લાખ રૂપીઆની પુંજી
છે. એટલે તારે આખા જન્મ સુધી મોજને સુખમાં દિવ-
સ ગુજારવાના છે. કંઈ કામકાજ કરવાનું છે નહીં ખાઈ
પીઈને નોકર ચાકર ઉપર હુકમ કરવા એ સંસારનું સુખ
શું થોડું છે. વર કાણો કુબડો નથી આંખે પગે સાબીતછે.
હવે તું કહેછે કે એ વર જોડે તારો જન્મ દુખમાં જશે,
એ કંઈજ નહીં પણ તારૂં અજ્ઞાન છે. માટે મારૂં કહ્યું
માની નાદાની મુકી દે અને તારા પુસ્તકોમાં લખેલી મોટી
મોટી વાતોને માટે એક કહેવત ચાલેછે તે પ્રમાણે સમજ
લોકોમાં કહેવત છે. કે પોથી માંયલા વેગણ તેમ પોથી પુરા-
ણમાં વાતો લખેલી તે માત્ર વાંચવાની કંઈ તે પ્રમાણે વર્ત-
વું નહીં. હવે સમજી. અને તું જાણતી હશે કે આવેલી
જાનને તારા કહેવાથી પાછી કાડશે તો એમાંનું કંઈ થના-
ર નથી. શું મારૂં નાક કપાવવું છે. કે પરણવા આવેલા
વરને હું પાછો ફેરવું માટે ઉમંગ રાખી લગ્ન સમારંભના
કાર્યમાં તારી માને મદદ કરતી રે. અને છોકરવાદીનો ત-
તકાળ ત્યાગ કરી દે:—

દિવાળીએ જવાબ આપ્યો કે આપનો કટાક્ષ ધન સં-
પત્તી ઉપર છે. અને પુસ્તકોમાં લખેલી શીખામણો તેમજ
ધર્મશાસ્ત્રના વચનો માત્ર પુસ્તકના કાગળોને શોભાવનારા-
જછે પણ સંસાર વ્યવહારના કાર્યમાં તે ઉપયોગના નથી
એવો ઉદ્દેશ તમારા બોલવાનો છે. માટે પ્રથમ ધન સંપત્તી
વિષય મોટા મોટા જ્ઞાની ઋષીઓના વિચાર કેવા છે તે એક
દ્રષ્ટાંત આપી તમારા આગળ જણાવવાની રજા લઉછું.
કૃપા કરી અરધો કલાક ચિત્ત સ્થીર રાખી શ્રવણ કરદો.

## પ્રકરણ ૭ મું.

કુસુમાવતી નામે એક અતી સુંદર નગરી હતી અને ત્યાંનો રાજા કુમુદ ચંદ્રનામે મહાપ્રતાપી અને ધાર્મિક હતો. તેણે બાળક અવસ્તામાંથી શાસ્ત્રાધ્યન કરવા માંડ્યું હતું અને જ્યારે યોવન અવસ્તામાં તેના પીતાએ તેને રાજ્યાભિષેક કરી સિંહાસનપર બેસાડી પોતે વનમાં પરમાનંદની પ્રાપ્તીને અરથે ગયા, ત્યારે તેને કહેતા ગયા કે પુત્ર પ્રજાનું પાલન કરજે અને કાર્યાકાર્યને વિષે શાસ્ત્રને અનુસરી વર્તજે. કુમુદ ચંદ્ર જ્યારે ભરજુવાની એટલે ૨૫ વર્ષની વયે સંપુર્ણ શાસ્ત્રનું અવલોકન કરી રહ્યો ત્યારે તેને પરમ સંતોષ થયો અને યથાન્યાય પ્રજાનું પાલન કરતો, જેમ વૈશાખ માસનો રવી સંપૂર્ણ કળાથી શોભેછે તેમ પોતે શોભવા લાગ્યો. અને તેની રૂડી કીર્તિ દેશાંતરમાં ઉત્સાહે સહિત સુજ્ઞજનો ગાતા હતા. તેમજ ચાર પાંચ દેશના રાજાઓએ પોતાની સુકુમાર અને રૂપસુંદર રાજ કુંન્યાઓ તેને અત્યાગ્રહે પરણાવી. પદ્મનયના નામે કુમુદચંદ્રની પટરાણી હતી તેને વીસ વર્ષની વયે એક કુંન્યા અવતરી તેના રૂપની સીમા ન હતી. દિન પરદિન મોટી થઈ અને તેનું નામ રંભા રાખવામાં આવ્યુ. તેને રાજકુળને યોગ્ય સર્વ વિદ્યા અને કળા શીખવી અને જ્યારે પંદર વર્ષની વયની રંભા થઈ ત્યારે તેને માટે કાશ્મીર દેશના રાજાનો પુત્ર પુષ્કરાક્ષ તેના બાપે તેને યોગ્ય વરછે એવો નિશ્ચય કર્યો, અને દેશે દેશ કંકોતરી લખી રાજા રાણાઓને બોલાવ્યા અને બેશુમાર દ્રવ્ય ખરચી લગ્ન મંડપ વગેરે સુંદર રચના કરી અને પુષ્કરાક્ષ રાજકુમાર જોડે રંભાના લગ્ન કરી તેમને દેશ વિદાય કીધાં. તેઓ કેટલેક દિવસે કુશળ ક્ષેમ સ્થીતીમાં કા-

શ્મીર દેશ જઈ પોંહોચ્યા અને અપાર રાજ્ય લક્ષ્મીને પ્રતાપે ઇંદ્ર તુલ્ય વૈભવ ભોગવતા પરમ સંતોષ અને પુર્ણ, આનંદ અનુભવતાં હતા. વિચાર કરો કે પુષ્કરાક્ષ રાજકુમાર હતો અને લક્ષ્મીની તેમ સત્તાની તેને કાંઈજ ન્યૂનતા હતી નહીં, તે છતાં ન્યૂનતા માત્ર સદગુણના હતી. અને એ સદગુણના અભાવને લીધે પુષ્કરાક્ષને તેમજ તેની પત્ની રંભાને કેવું મહત્સંકટ પ્રાપ્ત થયું કે જેમાંથી તેમને તેમની રાજ્ય લક્ષ્મી મુક્ત કરી શકી નહી.

પુષ્કરાક્ષને દ્યુત રમવાનો ઘણોજ છંદ લાગ્યો હતો અને તેને માટે પોતાના પિતાથી છાનો પોતે દુર દેશમાં જઈ પોતાનો વ્હાલો ખેલ ખેલતો હતો. મહીનાઓને વરસો પણ વીતી જાય તોએ પુષ્કરાક્ષ ઘેર આવે નહી એટલો દ્યુત રમવામાં સુખ ને આનંદ તે માનતો. પરણીને રંભા ગઈ કે પંદર દિવસ પછી તુરત પુષ્કરાક્ષ રાજકુમાર બંગાળા તરફ નીકળી ગયો તે બે માસ વીતી ગયા તોએ પોતાની રાજધાનીમાં આવ્યો નહી એવું રંભાએ વિયોગનું દર્દ સહન કર્યું, અને છેવટે પુષ્કરાક્ષને એક પત્ર લખ્યો કે હવે મારાથી આપ વિના રેહી શકાય એમ નથી માટે કૃપા કરી અહીં પધારો. અને આપને જો બંગાળામાં વધારે રેહેવાનો વિચાર હોય તો મને સાથે તેડીને ત્યાં પધારો પણ એકલાં હવે મારા દિવસ જતા નથી. આ પત્ર વાંચી પુષ્કરાક્ષ ગભરાયો કારણ પોતાની પ્રિયા વખતે પોતાના પિતાને પાસે ફરીયાદ કરશે તો તેમનો ઠપકો સાંભળવો પડશે માટે બેહેતર છે કે રંભાને મારી જોડે રાખું તો પછી હું ચાર છ મહીના પરદેશમાં રહીશ તેની કોઈ દરકાર કરશે નહી. થોડાક દીવસ પછી પુષ્કરાક્ષ પોતાની રાજધાનીમાં આવ્યો અને

રંભાને મળ્યો ને કાલાવાલા કરી કેહેવા લાગ્યો કે પ્રિયા હું પરદેશમાં કળાકૌશલ્ય શીખવાને માટે જાઊંછું અને તે સબબથી આટલા દિવસ તને એકલી રાખી પણ હવે હું જ્યાં જઈશ ત્યાં તને મારી જોડે રાખીશ. રંભાએ ઘણીજ પ્રસનતા બતાવી કે હું આપના સમાગમે રહીશ, થોડાક દિવસ કાશ્મીરમાં રહીને પાછી પુષ્કરાક્ષની વૃત્તી પરદેશ જવાની થઇ અને તે વખતે પોતાની પ્રિય રંભાને પણ સાથે રાખી તે કટક પ્રાંત તરફ નાકળી ગયો, પોતાની સાથે પાંચ લાખ રૂપીઆ રોકડ અને બે લાખનું જેવર દસ પંદર ઘોડા પચાસેક નોકર વગેરે રસાલો તેણે સાથે રાખ્યો હતો. કટક પ્રાંતમાં તે સમય જે રાજા રાજ્ય ચલાવતો હતો તે પણ દુત રમવાનો શોખી હતો પરંતુ પુષ્કરાક્ષ જેવો વિવેક હીન નહીં હતો, કોઈ પ્રસંગેજ રમતો. બે ચાર વખત પુષ્કરાક્ષ કટકના રાજા જોડે દુત રમવા ગએલો અને દુરદૈવથી બધી એ વખત પોતે હારેલો તેથી જે લક્ષ્મી તે કાશ્મીરથી સાથે લાવેલો હતો તે પુરી થઇ તે પછી દાવ ઉપર શું મુકી રમવા જાય એવો વિચાર કેટલાએક દિવસ કરી છેવટ પોતાના સારા સારા ઘોડાઓ હતા તે ઉપર દ્રષ્ટી ગઈ અને ફરી રમવાને માટે ગયો તે એક પછી એક એવા પોતાના પંદર સુંદર અરબી ઘોડાઓ પણ હારી ગયો. તે સમયે શું કરવું અને કેવી રીતે પોતે જીતીને ઘેર જાય એવી કલ્પનામાં પોતે અતિશય વ્યાકુળ બની ગયો, ઉદાસ ચિતવૃતીથી પોતાના મુકામ પર આવ્યો. પુષ્કરાક્ષ નીત્ય હાસ્યવદને પોતાની રંભાને બોલાવતો તે બોલાવ્યા વિના મુંગે મુખે બેઠેલો જોઇને સદગુણી રંભાએ તેને આ ઉદાશીનું કારણ પુછ્યું, કે અહો પ્રાણનાથ જ્યારે બારણેથી આપ મંદિરમાં પ્રવેશ કરતા ત્યારે મને હાસ્યવદનથી અતીશય પ્રેમ યુક્ત

વચને સંબોધતા માત્ર આજ એ નિયમ ભંગ થએલો મારા જોવામાં શાથી આવ્યો તે કૃપા કરીને દાસીને વિદિત કરશો. પુષ્કરાક્ષ બોલ્યો પ્રિયા જે અર્થ સાધવા હુ આ પ્રાંતમાં આવ્યો છું તે સાધ્ય થતો નથી તે માટે આજ મને સહેજ ચીંતા ઉપજી છે તેથી તું કાંઈજ તારા મનને ક્લેશ આપતી નહી. હું બે દીવસમાં ફરીથી પ્રયત્ન કરી અર્થ સાધ્ય કરી લઈશ. આ બોલવું ચતુર અને ભણેલી રંભાને ખરૂં ભાસ્યું નહી. પ્રથમ જેવી ખર્ચની રેલછેલ હમણાં થોડા દિવસ થયા તેના અનુભવમાં આવતી નથી તેમજ જો કાંઈ ઉપયોગી કળા કૌશલ્યમાં પોતાનો પતિ વિક્ષેપ પામે તો તેથી આવડી મોટી ઉદાસીમાં વે ગર્ક થઈ જાય નહી, માટે આ ચીંતા જે કારણથી ઉત્પન્ન થઈ છે તે અતી બલીષ્ટ હોવું જોઈએ, "માટે હું વધારે આગ્રહથી ખરી વાત કડાવું અને તેથી થતી ચીંતામાંથી મારા પરમ પ્રીય પતીને ત્વરાથી મુક્ત કરી પુનઃકાશ્મીર પ્રતે જઈએ તો બહુ રૂડું થાય. અને મારા મનને અતીશય સંતોષ ઉપજે." આ હેતુથી રંભાએ ફરીથી પોતાના મન ગમતા પતીને વિનયયુક્ત ભાષણ કરી એવી ઈચ્છા બતાવી કે આપની ચીંતાનું ખરૂં કારણ આપ મારી પાસે પ્રગટ કરશો તો મારી અલ્પ મતી પ્રમાણે હું કાંઈક સહાય કરીશ. આવું આર્જવપૂર્વક અને મધુર તેમજ શુદ્ધ અંતઃકરણનું પ્રીય રંભાનું બોલવું સાંભળી પુષ્કરાક્ષે યથાર્થ કારણ નિવેદન કરી એમ માગણી કરી કે હવે તું જે મદદ આપવા યોગ્ય ધારતી હોય તે આપ સુજન વાંચનાર રંભા જેવી પતિવ્રતા સદગુણી અને વિદ્વાન સુંદરીને તેનો પતિ જુગટુ રમે અને પોતાની લાખો રૂપીઆની સંપતી પારકા દેશમાં ખોઈ બેસે અને

પછી તેટલાથીજ સંતોષ ન માનીને બીજી કાંઇ સંપત્તીહોય તો ફરી એ દાવ રમી ગયલી લક્ષ્મી જીતી લાવે એવા ગાંડા વિચારમાં ઉદાસ થઇ રહે, એવું તીક્ષણ બાણની વૃષ્ટીરૂપ ભાષણ મર્ણ બયાથી સોગણું વધારે દુખદાયક લાગે એમાં કંઈજ આશ્ચર્ય નથી. રંભા તો આ વચનો શ્રવણ કરતાની સાથેજ જાણે કોઇ પાહાડ એકાએક તુટી પડે અને તેની નીચે ધુંદાઇ જાય તેમ એકદમ બેઠી હતી ત્યાંથી પડી જવાની તૈયારીમાં આવી ગઈ પણ પડી ન જતાં સંભાળી રહી અને તેની વાણી પણ ચાર પાંચ ક્ષણ સુધી બંધ થઇ ગઇ અને ચહેરો એવો તો દેખાવા લાગ્યો કે તેના ઉપર શોકની છબી પડી રહીહોય અને જોનારના રદયને ભેદી જઈ છિન્નભિન્ન કરશે કે શું! ! રંભાની આ સ્થીતી પોતાના દુષ્ટ દુરગુણથી થયલી પુષ્કરાક્ષે જોઇ. પણ તેને તો એમજ ભાસ થયો કે સ્ત્રી જાત કોમળ રદય વાળી હોવાથી મારી લક્ષ્મીનો નાશ થયલો સાંભળી આવું દુઃખ ધરેછે. પણ જેમ મારી ઘણી લક્ષ્મી જતી રહી તેમજ તેથી વીશેષની પ્રાપ્તી કરવી મારાજ હાથમાં છે તેની એ સુકુમારીને કાંઈ ખબર નથી. એમ વિચાર કરી તેની આસનાવાસના કરવા લાગ્યો. રંભાએ પોતાના મનને કાંઇ શાંતીમાં લાવ્યા પછી પુષ્કરાક્ષને બેઉ હાથ જોડી નમન કરી કહ્યું, હે સ્વામીનાથ જે લક્ષ્મી ગઈ તે તમારી બલા લઇને ગઈ. પણ હવે આપણે આ સ્થળનો તુરતં ત્યાગ કરી આપણી રાજધાનીમાં જઇએ એવી મારી વિનંતી છે તે કૃપા કરી સ્વીકારો. પુષ્કરાક્ષે ઉત્તર આપ્યો પ્રિયા તું કહેછે તેમજ હું આપણી રાજધાનીમાં જવાને આતુર છું પરંતુ ચાર દિવસ પછી નિશ્ચય અહીંથી નીકળીશું. રંભાએ જોયું કે

પરમેશ્વર ઇચ્છાથી હવે કાંઇ સમજશે એમ દેખાય છે. એ વાત થઇ રેહેવા આવી એટલે દાસીએ ભોજન તૈયાર છે એવી સુચના કરવાથી પતિ પ્રિયા ભોજનશાળામાં પધાર્યાં.

## પ્રકરણ ૮ મું.

આગલા પ્રકરણમાં જે વાત થઈ તેને બિજે દિવસે કાશ્મીરનો રાજકુમાર પુષ્કરાક્ષ પોતાના વિચાર પ્રમાણે કટકના રાજા જોડે દ્યુત રમવા જવાને તૈયાર થયો, પણ હવે દાવ ઉપર મુકવાને તેની પાસે કાંઈ હતું નહી તેથી પોતાના અને પોતાની પ્રિય રંભાના જેવરની રૂપાની પેટી ઉપર તેની નીઘા પડી એટલે તુરત તે પેટી પોતાના અનુચરના હાથમાં આપી પોતે ઘરમાંથી નીકળ્યો. રાજદરબારમાં આવ્યો એટલે કટકના ભુપતિએ બીજી વાતચીત કરવા માંડી તેના ઘટિત ઉતરો આપ્યા પછિ પુષ્કરાક્ષે રમવાની ઈચ્છા જણાવી. તે ઉપરથી બેઉ જે ઓરડામાં રમતા હતા ત્યાં ગયા. દાવ ઉપર પુષ્કરાક્ષે બે લક્ષ રૂપીઆના હીરામાણેકના પોતાના દાગીના મુકવા સારૂ ચાંદીની પેટી ખોલી એટલે કટકના નૃપતીએ તેને કહ્યું, હે રાજન તમારી પાસે હવે સોના મ્હોર નથી એમ જણાય છે અને સુમારે ચાર લાખથી વધારે લક્ષ્મી હું જીતી ગયોછું તેથી હવે તમે મારી જોડે રમવું બંધ રાખો. અને હાલ તમારા દેશમાં જાઓ વળી કોઈ બીજી વખતે જ્યારે આપને અનુકુળ પડે ત્યારે પધારજો તે સમય આપણે રમીશું. આવી રૂડી શીખામણ પુષ્કરાક્ષ જેવા અતઈ જુગારીના ધ્યાનમાં આવી નહી અને તે ઉલટો એમ સમજ્યો કે મહારી લક્ષ્મી હવે એ હારી જશે તેથી પોતે રમવાની ના પાડે છે પણ મારેતો રમવુંજ છે એવો આગ્રહ બતાવ્યો. રમત શરૂ થઈ અને તમામ જર

જેવર પુષ્કરાક્ષ પાસેથી જતું રહ્યું. તેને આ હારથી વધારે ખોટું લાગ્યું અને તે જાણે ઘેલો થઈ ગયો હોય એવો જ-ણાવા લાગ્યો, તે છતાં રમવાનો ઠરાવ રાખી બોલ્યો ભૂપતી હજી મારે એક દાવ રમવાની ઇચ્છા છે. પ્રતીપક્ષી રાજાએ પુછ્યું, ઠીક દાવ ઉપર શું રાખશો? પુષ્કરાક્ષે ઉતર આપ્યો દાવ ઉપર મારી પત્ની રંભાને રાખુછું. જો હું હારી જાઇશ તો તે તમારી દાશી થશે અને કદાપી હું જીતીશ તો મારી સર્વલક્ષ્મી અશ્વો અને દાગીના લઇશ. કટકના રાજાએ હા કહી અને પાસા નાખવાનો આરંભ થયો, પરમેશ્વરની ઈચ્છાથી પુષ્કરાક્ષ હાર્યો અને તે વખતતો તેનું માથું એવું તો ફરી ગયું કે હવે શું કરવું ને શું નહી કરવું તે કંઇજ તેને સુજે નહી. અને તેનું લોહી ઉકળી ગયું. એવા આવેશમાં તેણે ફરી દાવ માંડયો અને બોલ્યો હે રાજન જો આ દાવ હું હારીશ તો હું તમારો દાસ થઇ રહીશ અને જીત્યો તો તમારી પાસેથી મારી હારેલી લક્ષ્મી અશ્વો, જેવર અને રંભાપત્ની એ સર્વ લઇશ, રમત ચાલતી થઈ અને જેના ગ્રહો વાંકા હતા જેના ઉપર પરમેશ્વરનો કોપ વધતો જતો હતો, જેની દુર્દ-શાનો આરંભ થયો હતો અને છેવટે જે રાજકુમાર હતો તે દાસ થઇ પોતાની રાણીને દાસી કરી નીચાં કામ કરાવા અતીશય દુખકારી અપ્રતિષ્ઠિત સ્થીતિના ઊંડા ખાડામાં પ્રાપ્ત થવાની કોર ઉપર હતો, એવો જે પુષ્કરાક્ષ તે હાર્યો અને કટકના રાજાને ત્યાં દાસપણાને આધીન થયો !!!

દિવાળી પોતાના પિતાને કહેછે જુઓ રંભાનો પતિ મોટા રાજનો ધણી હતો તેને પૈસાનો કાંઈજ ટોટો નહતો, તે છતાં સદગુણ વિના તેની દુર્દશા થઈ તે ઉપરતો થોડી દિલગીરી થાય પરંતુ પતિવૃતા સદગુણી અને સકોમળ બિચારી રાજ

કન્યા રંભા જેવી નીરદોષ તેની આવી દુરદશા તેના દુરગુણી પતીને લીધે થઈ તેથી કોણ ત્રાસ નહી પામશે, પ્રાણી માત્રનાં હ્રદય વિંધાઈ જશે અને તેઓ એમ કેહેશે કે રંભાને કોઇ નાના રાજવાળા સદગુણી રાજકુમાર જોડે પરણાવી હોત તો બિચારી આવા અસાધારણ સંકટમાં કદી સપડાત નહીં. હવે હરકોઈ સમજુ અને વિદ્વાન માણસ નિશ્ચય એવોજ મત આપશે કે કંન્યાને માટે વર જોવો તે લક્ષ્મીવાન નહી પણ રૂડા ગુણવાન જોવો રૂડાગુણને વશ લક્ષ્મીછે કાંઈ લક્ષ્મીને વશ સદગુણ નથી. સદગુણ અને સદવિદ્યા લક્ષ્મીને પેદા કરેછે. માટે લક્ષ્મીવાન વર જોવા કરતાં સદગુણી ને વિદ્વાન જોવો એવો સર્વશાસ્ત્ર કર્તાઓનો સિદ્ધાંત છે. લક્ષ્મી ચંચળછે. આજછે અને કાલે નથી. પુશ્કરાક્ષ પાસે લક્ષ્મી ઘણી હતી પણ તે એક મહીનાની ટુંકી મુદતમા સર્વ જતી રહી અને પોતે સંકટના સમુદ્રમાં એચાઓને પોતાની રૂપસુંદર કોમળ અને પ્રેમી રંભાને સાથે લેતો તણાયો. એવો મોટો ફેરફાર થયો રાજકુમાર તેના ચાર સેવક અને રાજકંન્યા તે હલકી દાસી થઈ એ શાનો પ્રતાપ? દુરગુણનો. માટે સુજન માતપિતાને મારી વારંવાર વિનય પુર્વક એજ પ્રાર્થનાછે કે તમણે પોતાની પુત્રીને બાળપણમાં પરણાવવી નહી કેમકે બાળપણમાં તે બિચારીને સમજ હોતી નથી તેર ચૌદ વર્ષની વય તેના સમાનરૂપ, સદગુણ, વય અને વિદ્યાથી મંડિત જે પુરૂષ હોય અને તે પુત્રીને ગમતો હોય તો તેવા યોગ્ય વરનેજ આપવી; પણ લક્ષ્મી ઉપર મોહી જઇને ઉપર કહ્યા એવા રૂપલક્ષણો હીન લક્ષ્મીવાનને ક્યારે પણ દેવી નહી.—

તમારા ભાષણમાં બીજી અવગણના તમે પુસ્તકોની ગણી કાડેલી તે ઉપર હું બે વચન કહુછું. પોથી માયલાં

વેગણ એ કેવત તમે કહીને જણાવ્યું કે ઘર વ્યવહારમાં પુસ્તકના વચન ઉપયોગી નથી. પણ એ તમારૂ બોલવું યથાર્થ નથી. સારા નરસાની સમજ તેમજ માર્ગ કુમાર્ગનું જાણવું વળી વિવેક તથા બુદ્ધીનો પ્રકાશ થવો એ સર્વનું મુખ્ય કારણ વિદ્યા છે. તે વિદ્યા જગતમાં રહી શકે એવું સાધન પુસ્તકોછે. કારણ પૂર્વે મોટા મોટા વિદ્વાનો અને મહાપંડિતો થયા તેઓ રાજાઓને તેમજ બીજા મુમુક્ષુજ-નોને સદવિદ્યાનો ઉપદેશ આપતા અને તેઓએ જોયું કે આપણે કોઈ દિવસ કાળને વશ થઈ જગતનો ત્યાગ કરવો છે માટે એવું કાંઈ સાધન શોધી કાડવું કે જેથી આપણે જગતમા જાણે મુર્તીમાન બેઠાજ છીએ અને જેમ હમણા રાજાદિકને બોધ આપીએ છીએ તેમજ આપણા સાધનોથી સંસાર સાગરમાં તણાતા મનુષ્યોને બોધ મળે એ કારણ માટે તેમણે પુસ્તકો રચી રચીને રાખેલાં તેના મત સિદ્ધાંત અદ્યાપી રાજા પ્રજાને માન્યછે એટલુંજ નહી પણ પુન્યરૂપ છે. જુઓ પ્રાણીનો જન્મ થાયછે ત્યારથી તે મર્ણ થતા સુધીમાં જેટલા સંસ્કારો તેને કરવામાં આવે છે તે સર્વ પૂર્વના મહાત્માઓએ રચેલાં પુસ્તકોને આધારેજ કરી શકાય છે. મનુષ્યનો એક બિજા જોડે વરતવાનો નીયમ, જગતની વૃદ્ધી કરવાનો ધર્મ, જગતમાં સર્વ પ્રાણીઓને આચરવાના ઉચીત કર્મ, જગતની એક સરખી સ્થીતી, મનુષ્યોને ધર્મ અર્થ કામને મોક્ષ એ ચાર પદાર્થની પ્રાપ્તીએ આદી લઈ અનેક વિદ્યાકળાઓનું જ્ઞાન પણ તે પુસ્તકોમાંથીજ મળે છે. એવી પુસ્તકોની મહત્વતા છતાં તમે કહ્યું કે સંસાર વ્યવહારના કાર્યમાં તેમની અગત્ય નથી એ વાસ્તવીક ન કેહેવાય. માટે ધર્મશાસ્ત્રનાં પુસ્તકો તેમજ મોટા મોટા કવિઓ અને પંડિતોના રચેલાં નીતી અને ધર્મનો બોધ આપનારા

પુરાણો કથાઓ અને કાવ્યોના ગ્રંથો એ સર્વ મનુષ્યને સદ વિદ્યા અને પરમાનંદની પ્રાપ્તીના આપનારાંછે. અને આ કેવું યથા ન્યાય સમજી એ પ્રમાણે માણસોએ પુસ્તકો ઉપર પરમ પ્રીતી રાખી તેનો વાંચવાનો નિત્ય નિયમ રાખવો અને તે માહ્યલી શીક્ષા ધ્યાનમાં રાખી પોતાની વર્તણુંક સુધારવી. એથી તેઓને જગતમાં સુખ સંતોષનો લાભથઈ પરમેશ્વરના પદપંકજની પ્રાપ્તી થશે.—

દિવાળીના મુખથી પુષ્કરાક્ષને રંભાનું વૃતાંત શ્રવણ કરીને ભગવાનદાસની ખાતરી થઈ કે દિવાળીનો વિદ્યાભ્યાસ નિસંશય અતી પ્રૌઢ અને બુદ્ધી ઘણી વિશાળછે. એટલી એના શક્તીની મને તો આજેજ ખબર પડી. એ પ્રમાણે એક્ષણ મનમાં વિચારી રહીને તેણે દિવાળીને કહ્યું તારૂં ભાષણ સાંભળી હું અત્યંત શોકાતુર થયોછું. અને રંભાના પતીના દુરગુણ ઉપર વારંવાર ધિઃક્કાર કરૂછું. પણ મને મોટી ચિંતામાં તેં નાખ્યોછે કેમકે હવે તારાં લગ્ન ચુનીલાલ વેરે કરવાને મારૂં મન ના કહેછે અને એના પિતાને શી અડચણ બતાવી પાછો મોકલવો તેની તદબીર હું જોઉછું તુ નિરાંતે રેજે કે તારૂં જીવતર હું અયોગ્ય વરને પરણાવી ધુળ કરનાર નથી. હવે હું મારા મિત્રની સલાહ લેવા જાઉછું અને લગ્ન અટકાવી જાનને પાછી વાળી, કોઈ બીજે યોગ્ય સ્થળે તારી પ્રસનતા પ્રમાણે તારો વિવાહ કરીશ.

સિકંદરશાહે ગોકુળપ્રસાદે ઉપલું ચરિત્ર સંભળાવી પ્રગટ કર્યું કે અત્યાર સુધી ભગવાનદાસ મારી પાસેજ બેઠા હતા અને આ વાત તેણેજ મને કહી ને પછી મારી સમત્તી પુછી ત્યારે મેં તેને યુક્તી બતાવીછે કે તમારી ન્યાતીના કોઈ પ્રતિષ્ટિત માણસના પાસે ચુનીલાલના પિતાને ખરી

હકિકત કેહેવડાવી, લગ્ન બંધ રાખવાં. અને તેમ કરતાં કદાપી તે નહી માને અને વધારે આગ્રહથી દિવાળીને પોતાના કરૂપ, અવિદ્વાન અને મૂર્ખ દિકરાને વેરે પરણાવવા માંગે તો તેના એવા આગ્રહની મને તુર્ત સુચના આપવી એટલે હું મારી સત્તાના જોરથી તેને ત્રણ કલાકમાં હેદરાવાદનો ત્યાગ કરી જવાની જરૂર પાડીશ. આવાં દિલાસાના મારા શબ્દો સાંભળી ભગવાનદાસ ઘણાજ રાજી થયા અને મારો ઉપકાર માની તેના વેવાઈ થવાને આવેલા ગ્રહસ્થપાસે ગયા અને હું તમારીપાશે અહીં આવ્યો.

સિકંદરશાહ આ વાત સાંભળી પોતાના સ્નેહી ગોકુળપ્રસાદની પ્રશંસનીય વર્તણુકથી આનંદ પામ્યો અને બોલ્યો તમે જે વાત કહી તેને નુરજહાંની શાદીનો એકજ ઘાટછે. માત્ર દિવાળીને પોતાને યોગ્ય વર હજી મળ્યો નથી અને નુરજહાંને લાયક ધણી તેની ચિતવૃતીમાં ધુમી રહ્યોછે એટલોજ તફાવતછે. એ રીતે વાત ચીત કરી બેઉ મિત્રો બાગમાં હરીફરી પોતપોતાનો અશ્વ ઉપર આરૂઢ થઈ શેહેર તરફ ગયા અને પ્રથમ સિકંદરશાહનો મેહેલ આવ્યાથી તેણે ગોકુળપ્રસાદને અંદર આવવાની વીનંતી કરી પરંતું ગોકુળપ્રશાદે કહ્યું વખતે ભગવાનદાસને મારૂં કામ પડ્યું હોય ને તે મારી રાહ જોતા હોય માટે આ સમયે તમારી પાસે ક્ષમા માગી જાઉંછું.—

## પ્રકરણ ૯ મું.

માલતીના વાતથી મોહીનીનું મનરંજન થયું અને તે બોલી કે પ્રિય સખી તારી ચમત્કારી વાત મારી સ્થીતીને પુરે પુરી મળતી આવેછે તેથી અને તેમા આવેલા રૂપ ગુણથી ભરપુર મુખ્ય પુરૂષને સ્ત્રીઓની ઉત્તમ વર્તણુકથી

અને પરમેશ્વરની અદભુત શકતી વડે અજાયબ કાર્ય થાય છે, એ સર્વનું તું યથાસ્થિત ચિત્ર પાડેછે તેથી ખરેખરૂં મારૂં મન તારી વાત સંપૂર્ણ સાંભળવા માટે આતુર અને લુબ્ધ થયું છે. હવે નુરજહાંના તેમજ દિપાળીના લગ્ન તેમ ને મન પ્રસન પુરૂષ સાથે થયાં કે કેમ તે કહેતો હું તારો આભાર ગણીશ.

માલતી કહેછે સખી નુરજહાં ને દિવાળી એબે જણીઓ-ને તેમને મન માનતા વર જોડે પરણવાનો વખત હવે સ-મીપ આવતો જાયછે પણ તેનો વિસતાર કરતાં વચમાં એક ત્રીજી કન્યા રમણી નામે તારા જેવાજ સંકટમાં ફ-સેલી પરમેશ્વર ઉપર ભરોસા રાખી રેહેવાથી સંકટમાંથી નીકળી મોટા સુખમાં આવી તેના કથા આવશે. સાંભળ.

નુરજહાંને પરણવા આવેલો જફરશાહ દક્ષણના એક ભયંકર ડુંગરી કિલ્લામાં કેદ થયો છે એ વાત તારા ધ્યાનમાં હશે! તેજ કિલ્લા પર જે મરાઠા સરદારનો પ્રાણ સીકંદર-શાહે લડાઈમાં લીધેલો તેણે કોલ્હાપુરના કોઈ શ્રીમંત બ્રા-હ્મણની કન્યા રમણી નામે ઉપવર થયલી અતીશય રૂપ-વાન છે એવું સાંભળવા ઉપરથી તેનું હર્ણ કરી આ કિ-લ્લા ઉપર રાખેલી હતી. અને તેને પોતાની જોડે પરણવા-ની જરૂર પાડવા માટે સખ્ત ઉપાય લેવાના આરંભમાં તેને એ કીલ્લાપર એકાંત આસમાં રાખી હતી. પણ, એ અરસામાં હેદરાબાદના નીજામ સરકાર જોડે વાંધો ઉઠવાના કારણથી એ મરાઠા સરદારને રમણી ઉપર વધારે જુલમ કરવાનું બ.જુ પર રાખી પોતાને લડાઈમાં જવું પડયું, અને તે લડાઈમાંજ પોતાનો પ્રાણ દુશ્મનને હાથે ગયો એ તું સાંભ-ળી ગઈ છે. હવે એ મરનાર સરદારના બે ભાઈઓ હતા

તેમને રમણીની ખબર પડતાંજ તેઓ કિલ્લા પર ગયા. અને રમણીનું મુખ કમળ નીરખી બેઉના મનમાં સરખી ઈચ્છા ઉત્પન થઈ. તેઓએ રમણીને ઓરડીમાંથી બ્હાર બોલાવી મોટો ચોક હતો ત્યાં તેને પુછયું કે તારી મરજી અમારા બેમાથી કોની જોડે વરવાની છે, તે કહે. રમણી વિદ્વાન અને ચતુર હતી. તેણે ચારે તરફ નજર કરી જોયું તો એક બાજુ પર પાંચેક ગજ પોળાઇની એક ઊંડી ખિન્ન તે ડુંગરમાં હતી તે તેની નજરે પડી એટલે તુરતજ રમણી બોલી કે તમારા બેમાથી જે આ ખિન્ન ઉલંઘન કરી જાય તેની જોડે હું વરીશ. બેઉ ભાઇઓ તે કુદી જવાને કાછ કછી તૈયાર થયા. મદન પ્રવેશથી તેઓ અંધ થઈ ગયા હતા એટલે એ ખિન્ન કુદી જવી ઘણી ભયંકર છે કદાપી પગ સામી બાજુપર બરોબર ન પોંચી શકે અને પોતે પડી જાયતો નીચે દોડસો ગજ ઊંડાણમાં જ્યાં મોટી મોટી શીલાઓ વાંકી ચુકી પડેલી તે ઉપર પછડાઈ શરીરના હાડકાની કચર થઈ જાય એ વાતનો જરાએ પણ વિચાર આ બેઉ મદનાંધ મરાઠાઓને રમણીની ખુબ સુરતીને નલિન જુવાની જોઈ, આવ્યો નહીં. હરી ઈચ્છા સર્વદા બળવાન છે. બે ભાઇઓ એકજ વખતે એક સરખી હોંસથી કુદ્યા અને રમણીના જોતાં જોતાં એક ભાઈ પાતાળ પ્રમાણ ખાહીમાં શીલાઓની સાથે પછડાઈ પર લોકને પામ્યો અને બીજો ભાઈ સામી બાજુ પર ઠેકી ગયો. એ શરત જોતાંજ રમણીએ પોતાના ચોકમાથી હેઠળ ઉતરવાનો રસ્તો દીઠો ત્યાંથી તે ઝટ ડુંગર પરથી નીચે ઉતરવા લાગી. જે મરાઠો ઠેકી ગયો, તેને જે ચોકમાં રમણી ઉભી હતી ત્યાં ફરીને આવતાં બે કલાકનો અવકાશ લાગે એટલું ચક્કર ડુંગર પર ફરી વળવાનું હતુ. આ સમયમાં રમણી પોતાનો

પ્રાણ લઈ જેમ ગાય વાઘના પંજામાંથી બચી પુંછ ઉચું કરી નાસે તે રીતે નાઠી. ડુંગરની નીચે તો જઈ પોંચી પણ જંગલના માર્ગની તેને કાંઈજ માહીતી ન હતી તેથી ગમે તેમ દોડવા જતાં ઝાડ ઝાંખરાને કાંટાથી સકુમાર રમણીના પગને ચારણીનો આકાર પ્રાપ્ત થયો, તોએ પણ એમને એમ દોડતાં દોડતાં શરીરનોને આત્માનો વિયોગ થઈ જાય તયાપી એ દુષ્ટના હાથમાં તો આવવુંજ નહીં એવો નિશ્ચય કરી બિચારી રમણી પ્રયાણ કરતી હતી. મુખ ઉપર ભય મુખમાં શ્વાસમાંય નહી વસ્ત્રના ચોથડા ઉડતાં જાય, પાછળ ધાસ્તીથી જોતી જાય અને આગળ નાસતી જાય તેવું આ સંકટ જોઇને આકાશમા દેવતાઓને રૂદન વાર્યું રહે નહીં, વનના ઝાડ પણ જાણે રમણીના દુખથી શોકાતુર થયાં હોય તેમ સ્તબ્ધ થઈ રેહલાં હતાં; અને પક્ષીઓ ઉચું જોઈ જેમ પરમ કૃપાળુ પરમેશ્વરની પ્રાર્થના કરતા હોય તેમ દેખાતાં હતાં. રમણીની પાછળ તેને ગ્રેહવા માટે મરાઠો દુરથી દોડતો આવતો હતો. આ પ્રમાણે રમણીની ભયંકર સ્થીતીમાં વધારો થયો અને એ આવ્યો એમ નજીક જ્યાં પેલો પાપી મરાઠો આવ્યો ત્યાંતો રમણી દેહેશતથી બેભાન થઈ જમીન ઉપર પડી ગઈ; અને હમણા મરાઠાના અપવિત્ર હાથ તેના શરીરનો સ્પર્શ કરશે ત્યાંતો પરમેશ્વરે તે સ્થળ પર એકાએક ભર જોશમાં ઘોડાને દોડાવતો કોઈ પુરૂષ હાથમાં નગ્ન તરવાર લઈ પ્રાપ્ત કીધો અને તણે દુરથી રમણીને નાસતાં અને તેની પાછળ આ દુષ્ટ મરાઠાને જતો જોયલોને તરતજ તેના રદયમાં એ ખરી હકીકત ઉતરેલી હોવાથી જેવો તે મરાઠો રમણીના અંગ ઉપર જાયછે તેવોજ પેલા ઘોડે સ્વારની તરવારથી કપાઈ જમીન પર રમણીથી ત્રણ ગજને અં-

તરે પડયો અને પડતાંની સાથેજ યમસદનને વિષે પોંચ્યો. એ રીત દુષ્ટ શીકારી જે અનાથ મૃગીવત રમણીની પાછળ તેના પ્રાણનો તરસ્યો થઈ દોડતો હતો, તેને પોતાની તરવારથી યમલોકમા મોકલી તે જુવાન આર્ય અશ્વ ઉપરથી તુર્ત ઉતર્યો અને પાસે એક નાળું વેહેતું હતું તેમાથી પોતાના જળ પાત્રમાં પાણી ભરી લાવી તે વડે રમણીના નેત્ર કમળ તથા ભાળને પ્રક્ષાલન કરી તેની પાસે મધુર વાણીથી હીમત અને શાંતી આપે એવાં વચનો બોલ્યો. એટલે ધીરે ધીરે રમણીએ ભાનમાં આવવા માંડયું અને નેન ઉઘાડી જોવા માંડયું. અને પાપી મરાઠો નહીં પણ આ તો કોઈ બ્રાહ્મણ જેવી પાઘડી વાળો અને દૈદિપ્ય માન મુખ્ય કાંતીછે જેની એવો કોઈ સુજન જુવાન પુરૂષ છે. થોડી વારે પોતે બેઠી થઈ અને આમ તેમ જોવા લાગી તો નજીકમાં મરાઠો મર્ણ પામેલો દીઠો અને પાસેજ એક સુંદર શાન વાળો અશ્વ પણ જોયો. રમણી પોતાને મરાઠાના હાથમાં જતી બચાવનાર ગ્રહસ્થ પ્રતી વિનંતી કરી બોલી કે આપ કોણ છો, અને આ મરાઠાને આપેજ પર લોકની પ્રાપ્તી કરાવી હોય એમ હું માનુંછું, માટે આવે સમયે આપ ક્યાંથી આવી પોંચ્યા વગેરે વાતથી મને જાણીતી કરશો.

રમણીની વાણી શ્રવણ કરીને તેના કંન્યાવૃતનું રક્ષણ કરનાર આ જુવાન આર્ય જેનું નામ રઘનાથરાવ હતું, તે બોલ્યો; હું અકલકોટનો રેહેવાસી, જાતે બ્રાહ્મણ છું, મારૂં નામ રઘુનાથરાવ અને હું શાસ્ત્ર ભણ્યોછું, અને ભાગવત ભારતાદિ કથા વાંચી મારો નિર્વાહ કરૂંછું. આ સમય આ સ્થળે પરમેશ્વર સત્તાથી આવ્યો, કારણ હું ઔરંગાબાદ ત્યાં એક શ્રીમંત ગ્રહસ્થના આમંત્રણથી ગયો

હતો, અને ત્યાંથી આજ ત્રણ દિવસ થયા નીકળ્યો છું તે આ રસ્તે થઇ મારા વતન તરફ જતો હતો એવામાં દુરથી મેં તમને ધાસ્તીમાં પલાયન કરતાં અને તમારી પાછળ આ ક્રુર અસુરને દોડતો જોયો, અને તરતજ એમ તર્ક કર્યો કે તમે કોઈ ઊંચ જાતીની મુગ્ધા છો અને એ અસુર વિના સંદેહ તમારા ઉપર કુદ્રષ્ટીથી ધાતો હશે માટે મારે તમારી રક્ષા કરવી એમ નિશ્ચય કરી મે મારા અશ્વને તમારી તરફ પ્રેર્યો, અને પરમેશ્વરની ઇચ્છાથી જે સમય તમે બેભાન થઈ પૃથ્વીપર પતન પામ્યાં અને આ પાપી તમારા શરીરનો સ્પર્શ કરવા અતી નીકટ આવી ગયલો તેજ સં-ધીએ મારા અશ્વે આસ્થળ ઊપર મને લાવી મુક્યો અને તરતજ મેં મારી તરવારથી આ દુષ્ટનો વધ કીધો. તે પછી મે તમારા વદન ઉપર મારા જળપાત્રમાં જળ લાવી છાંટ્યું અનેતમને ધૈર્ય આપવાનાં વચન બોલ્યો તમે જાગૃત થયાં. હવે તમે કોણછો ? આ અરણ્યમાં ક્યાંથી? અને આ પુરૂષ મારે હસ્તે મરણ પામ્યો તે કોણ હતો? વગરે સર્વ વાતથી મને જાણીતો કરશો.—

રમણી અસુરના કેદખાનામાંથી છુટી થઈ અને આવા કુલિન સ્વજ્ઞાતીના રૂપવાન, જુવાન અને વિદ્વાન પુરૂષના આશ્રયમાં આવી તેથી અપાર આનંદ પામી અને કિંચિત હાસ્યવદને બોલી કે હું કોલ્હાપુરના રેહેવાસી અને ગંગાધર ભટની દીકરી છું. આજથી સુમારે ત્રણપક્ષ ઉપર હું મારી સખીની સંગે પુર બ્હાર એક મહાદેવના દરશન કરવા જતી હતી. તે સમય એ પુરૂષોએ અમારી પાછળથી અકસ્માત આવી મને પકડી અને મારા ચક્ષુઓ ઉપર ત્વરાથી વસ્રનો પાટો બાંધી મને ઊંચકી લઈ ગયા અને આ સામો કિલ્લો જણાયછે ત્યાં એક ઓરડીમાં એકલી બંધ રાખી દિવસે

અગીઆર કલાકે એક ડોસી ખાવાનું લાવી તે મેં ખાધું નહીં ત્યારે સાંજરે ચણા કુરમુરા લાવી આપ્યા તે મેં ખાધા. એ રીતે આજ સુધી હું માત્ર ચણા કુરમુરા ઉપર રહીછું. આજ આ પાપીને એનો બંધુ એ જણા મને બ્હાર કાહાડી પુછવા લાગ્યા કે તું અમારા બેમાંથી કોની સંગે પરણવાને ઇચ્છેછે. મેં તતક્ષણ આમ તેમ જોયું અને ઘણી ઊંડી અને કુદી જવાને ઘણી કઠીણ એવી એક ખિણ દીઠીને કહ્યું કે તમારામાંથી જે એ ખાહી કુદી જશે તેને હું પરણીશ. તુરત બે ભાઇઓએ કુદવાનો યત્ન કીધો. એક જણ તો ખાહીમાં પડી મર્ણ પામ્યો અને બીજો તે વિક્રાળ ખાહી ઉલંઘન કરી ગયો અને ત્યાંથી હું નાઠી તે આટલે અંતરે આવી અને આ દુષ્ટે મારી પુંઠ લીધી તે નિકટ પ્રાપ્ત થયો એવી દેશતથી હું બેભાન થઈ પડી ગઈ, અને પરમેશ્વર સત્તાથી આપે મને એ દુષ્ટના હાથમાં જતી બચાવી લીધી હું પ્રતિજ્ઞા પુર્વક સત્ય કહુછું કે જો આપની સહાય નહીં મળત તો નિશ્ચય મારા દેહનો ત્યાગ કરી મારો આત્મા પરમાત્માના ચરણસરોજને પામત. અને એ કારણ માટે હું આપના મહત ઉપકાર નીચે આ દેહાંત સુધી આવીછું. હવે માત્ર આપ મને મારે ઘેર પોંહોંચાડી જનમ પરિયંત સુખી કરો એ વિનંતી છે.

રમણીના નમ્રતાના વચન સાંભળી રઘુનાથેરાવનું મન પ્રસન્ન થયું. અને તેણે પોતાને હાથે આવું સત્કર્મ થયું એવું જાણી પરમ સંતોષમાની ત્યાંથી રમણીને પોતાના અશ્વ ઉપર બેસારી, અને પોતે પગે ચાલી પાંચ કોશને અંતરે એક ગામમાં કોઈ બ્રાહ્મણને ઘેર રાતે જમી નિદ્રાથી શાંતી ભોગવી, બીજે દિવસે તે ગામમાંથી બીજો નાનો અશ્વ ભાડે લઈ રમણીના પિતાનું ઘર કોલાપુરમાં હતું ત્યાં

આવી પોચ્યા. ગંગાધરભટને પોતાની દિકરીના હર્ણથી અતીશય દુઃખ અને ઉદાશી થયાં હતાં. તેણે પૈસા ખરચી માણસોને ચારે તરફ મોકલી ખોળ કરાવી હતી, કોલ્હાપુરના માહારાજાને ત્યાં પણ પોતાની દિકરીનું કોઈ પાપીઓ હર્ણ કરી ગયા, એવી સુચના આપી તે દ્વારે પણ શોધ કરાવી પણ તે સઘળી વ્યર્થ ગયલી. એ સર્વ કારણથી તેને મોટું સંકટ વેઠવું પડતું અને તેની સ્ત્રીતો દિન પ્રતીદિન એ શોકને લીધે દુર્બળ થતી જતી હતી, આવા આપત્તીના દિવસો તેઓ જેમ તેમ નિર્ગમતા હતા એવામાં જેમ અંધા કરીથી નેત્ર પ્રાપ્ત થાય, મહાલોભીને દ્રવ્ય મળે, અને સાધુ ભક્તને ભગવાનના દર્શન થાય તેઓને જેટલો હર્ષને ઉમંગ ઉપજે તેવા હર્ષને ઉછરંગથી ગંગાધરભટ અને તેની સ્ત્રી અને ઘરના બીજાં માણસોએ રમણીને મળી આનંદાશ્રુવડે પોતાના ચક્ષુને પુર્ણ કરી અંતઃકરણથી પરમેશ્વરની અત્યંત કૃપા અને તેની દયાથઈ તેથી પ્રાર્થના કરી અને પોતાની પુત્રીના પ્રાણ બચાવનાર રઘુનાથરાવના ચર્ણ ઉપર પોતાનુ મસ્તક મુકી ગંગાધરભટે તેના ઘણાજ ઉપકારમાની પ્રશંસા કરી, એઉને માટે ઉષ્નોદક કરાવી પોતાના સેવકને તેમના અંગનું મર્દન કરી તેલ તથા બીજી સુગંધી યુકત ઓષધીઓ ચોળાવી સ્નાન કરાવ્યાં, અને પાંચ પકવાન તૈયાર કરી તેમને ભોજન કરાવી શયન માટે પોતાના મંદિરનાં ઓરડાઓ હતા તે ઉઘાડી આપ્યા. એ રીતે એ ત્રણ દિવસ તેઓની તબિયતની આસ વાસના થવાથી રમણીના મુખ ઉપરથી જુવાની તથા ઉત્સાહનો જે રંગ ઉડી ગયો હતો તે પાછો પ્રાપ્ત થયો અને તેની કાંતી અતીશય મનોહર તથા સુંદર દેખાવા લાગી. તેણીએ પોતાના પિતા પાસે શાસ્ત્રનો અભ્યાસ કીધેલો હતો અ-

ને સ્વભાવથીજ તે ઘણી ચતુર અને ચંચળ તેમજ બુદ્ધી વાળી હતી, અને તેણીએ જે સમયથી રઘુનાથરાવના અલૌકીક મુખનું દરશન કીધું હતું તે સમયથીજ પોતાના મનમાં તેને વરવાનો નિશ્ચય રાખ્યો હતો. તેના મનોવિકાર તથા હમણાની રઘુનાથરાવ જોડે થતી વર્તણુકથી તેણીએ રઘુનાથરાવના અંતરમાં એવીજ આશા ઉત્પન્ન કરી, તે છતાં રઘુનાથરાવે ગંગાધરભટ પાસે રજા માંગી કે 'હવે પાંચ દિવસ અહીં રહ્યો તે બહુ છે અને મને આજ્ઞા આપો તો હું મારે ઘેર જાઉં." ગંગાધરભટને રઘુનાથરાવની વાત ચાલતી હતી તે સમય રમણીએ તુરત તેની મા પાસે જઈ તેણીને કહ્યું કે તમારે મારે માટે વર જોવાની ખટપટ કરવી પડે એમ નથી. અને હું હવે વરવાને યોગ્ય થઇછું અને પરમેશ્વર સત્તાથી રઘુનાથરાવ જેવા શાસ્ત્રી, બુદ્ધિમાન, અને મને જીવિતદાન આપનારા આપણે ઘેર આવ્યાછે તો એ સંધી હાથથી ખોવી નહીં, અને આ મારી ધારણા એકદમ ધ્યાનમાં લઈ શુભ મુહૂર્ત જોઈ મારા લગ્ન કરવાં, એવી મારી ઈચ્છાછે. રમણીની માએ રમણીના કેવામાં બધી વાતો યોગ્ય જોઈ અને ખુશી થઇને તુરત તેણે સેવકને આજ્ઞા કરી કે ભટજીને સુચના કર કે તેઓ અંતઃપુરમાં કૃપા કરે. ગંગાધરભટ રઘુનાથરાવ રજા માંગતા હતા તેમને જરા ધૈર્ય રાખો એમ કહી પોતાની સાધવી સ્ત્રીના સદનમાં પ્રાપ્ત થયા. તેણીએ રમણીનો વિચાર એવી યુક્તિ સહિત નિવેદન કીધો કે તુરત ગંગાધરભટે આનંદથી તેને પુષ્ટી આપી, અને ઝટ રઘુનાથરાવ પાસે આવી તેમને પોતે એ વાત સમજાવી. તેણે કહ્યું જેવી તમારી ઈચ્છા. મુહુર્ત નિરધારી રમણીના લગ્ન મંડપની તૈયારી કરવા માંડી અને ઔરંગાવાદ તેમજ અક્કલકોટ હૈદરાવાદ વગરે સ્થળે જ્યાં જ્યાં બેઉ તરફના સગાં સ્નેહીઓ રેહેતા હતાં તેમને કંકોતરી મોકલી.

માલતી કહેછે સખી મોહીની, રમણીના ઉપર પ્રથમ

કેવી અણધારી અને અતિશય દુઃખકારી પીડા આવી પડી હતી જેમાંથી ક્યારે પણ તે બિચારીનો છુટકો થવાની આશા હતીજ નહીં. તે છતાં સર્વ શક્તિમાન સર્વવ્યાપક ને સંપૂર્ણ કરૂણાના નિધાન એવા ભગવાનની અદ્ભુત કૃતીના સંયોગવડે રમણી તે સંકટરૂપ સમુદ્રમાંથી એકાએક સ્વર્ગતુલ્ય સુખના અનુભવમાં આનંદથી પોતાની ઇચ્છાનું રૂપ ભતાર પામવાની સમીપ આવી. તે તે જોયું તેમજ તેના લગનની કંકોતરીઓ ઔરંગાબાદને હેદરાબાદ ગઈ ત્યાંથી તેના પિતાના તથા પતિના મિત્રો આવ્યા. તેઓના કેવાથી ત્યાં જાણુ થયું કે થોડા દિવસપર નુરજહાંના લગન થતાં તેની સંગે પરણવા આવેલા જફરશાનું રાત્રીને સમય મેહેલમાંથી એકદમ હર્ણ થઈ ગયું અને તેથી નુરજહાના લગન અટક્યાં હતાં, તે હવે આજ મંગળ દિવસ કે જે દિવસે રમણીના શુભ લગન થનારછે તેજ મંગળતીથીએ તે નુરજહાં પણ હેદરાબાદના સરદાર સિકંદરશાહ સાથે મોટા સમારંભથી અને ઉત્સાહ આનંદથી પરણનારછે. શો પરમેશ્વરની અકલ અને અઘાત શક્તિવડે જગતમાં નાના પ્રકારની લીલાનો આશ્ચર્યકારક સંકેત એક પછી એક અતીશય મનરંજન અનુક્રમથી માણસના જોવામાં આવેછે! સખી મોહિની તું નિઃસંશય મુદિત થશે કે ભગવાનદાસની પુત્રી પરમ રૂપગુણ સંપન્ન અને સર્વ શાસ્ત્રમાં નિપુણ દિવાળી જેને એક અવિદ્વાન અને કરૂપ ચુનીલાલ જોડે તેના પિતાનો પરણાવવાનો મેટો આગ્રહ હતો અને જે આગ્રહથી તે બિચારીના અંતઃકરણ રૂપ કોમળ ગુલાબના પુષ્પને કોઈ પ્રજ્વલિત અગ્નીની આંચ બતાવે ને તે જેમ દહન થવાની સંધીમાં આવી રંગરૂપનો ત્યાગ કરે, તેમ આનંદને ઉમંગનો ત્યાગ કરી નિરાશ થવાની તૈયારીમાં આવી દિવાળી પ્રયત્ન કરતી હતી અને તેમાં પરમદયાળુ જગત કરતાએ તેને તેની ઇચ્છા પ્રમાણે ફળ આપી તેની સ્થીતી એકદમ સુખના શિખર ઉપર લાવી મુકી! ચુનીલાલ જોડે તેના

થતાં લગ્ન અટક્યાં તેનો પિતા હૈદરાબાદ છોડી ગયો, અને ઔરંગાબાદમાં નુરજહાંના લગનમાં એક પુનાના ઝવેરીનો મુનીમ માણેકલાલ નામે જુવાન તેમજ રૂપગુણવાન વણિક પુત્ર આવ્યો હતો તેની જોડે દિવાળીના મંગળ લગ્ન પણ જે શુભ મુહુરતે રમણી અને નુરજહાં તેમના મન માનતા વર જોડે પરણવાના તેજ મુહુર્તે થનાર છે. નુરજહાના પ્રથમ થવાના લગ્ન સમય ઉપર પુનેથી માણેકલાલને તેના ઝવેરી શેઠની આજ્ઞાથી ઔરંગાબાદ જવું પડયું હતું. પણ ત્યાં તે સમય લગ્નને બદલે ઉદાસી ઉપજવાથી માણેકલાલ પોતાની સાથે લાવેલો ઝવેરખાનું લઇ હૈદરાબાદ ગયો અને ત્યાંના દિવાન રાજા ચંદુલાલ બહાદુરને મળ્યો અને નિજામ સરકારને માટે તેમજ દિવાને પોતાના ખાનગી ઉપયોગ સારૂ બે લાખ રૂપીઆનું ઝવેરાત માણેકલાલ પાસેથી ખરીદ કીધું. એ કારણથી તેને હૈદરાબાદમાં આટલા દિવસ રોકાવાની અગત્ય હતી. અને ગોકુળપ્રસાદ તેમજ સિકંદરશાહ સાથે તેનો પરિચય થયો હતો. ગોકુળપ્રસાદને ઘેર માણેકલાલ ઘણી વખત જતો અને ભગવાનદાસ ત્યાં હોવાથી તેમની ઓળખ થઈ, પછી ભગવાનદાસને ઘેર બે ત્રણ વખત તેને જમવાને નોતર્યો તે અરસામાં દિવાળીનો અને માણેકલાલનો પરસ્પર જોવા બોલવાનો સંબંધ થયાથી દિવાળીએ માણેકલાલ પોતાને યોગ્ય વર છે એવું પોતાના માતપિતાને સુચવ્યું, અને તેમણે ગોકુળપ્રસાદની સહાય લઇ માણેકલાલનો મળતો વિચાર આવવાથી એકદમ લગ્ન જોડાવી તેને પરદેશમાં કોઈ વાતની અડચણ નહીં પડવા દઈ, રમણીને નુરજહાના લગ્ન દિવસે દિવાળીનાં લગ્ન માણેકલાલવેરે કરવાનો નિશ્ચય કર્યો.—

## પ્રકરણ ૧૦ મું.

છેલ્લા પ્રકરણમાં કહ્યા પ્રમાણે કોલ્હાપુર શેહેરમાં ગંગાધરભટની દિકરી રમણીને પરમેશ્વર સત્તાના સંકેતથી રઘુનાથરાવ તેને મનમાનતો પતિ મળ્યો, ઔરંગાબાદ શ-

હેરમાં નિઝામ સરકારના ઉમરાવની દિકરી નુરજહાંને તેને રૂઆકર હૈદરાબાદનો સરદાર સિકંદરશાહ વર્યો, અને હૈદરાબાદ શેહેરમાં ભગવાનદાસની દિકરી દિવાળીના લગ્ન તેની ઇચ્છા પ્રમાણે પુનાના ઝવેરીના મુનીમ માણેકલાલ સાથે એ રીતે ત્રણે નવયોવન કન્યાઓ જેના રૂપ એક બિજાને કંઈ જુદીજ ખુબીમાં સોભાવતાં અને જેઓ પોતાની જાતાને કુળને દિપાવે એવી સદ વિદ્યા સંપન્ન હતી, અને નૃત્ય ગાયનાદિ કળાઓમાં પ્રવિણ હતી, તેઓ પોતાને પ્રસંન્ન પડતા પતિ જોડે ઇશ્વરી અઘાત નિયમથી એકજ શુભ મુહુરતે પરણી અને સંપુર્ણ સુખ ભોગવતી આનંદનાંધીમાં લેહેર લેયછે. તે રિતે હે સખી મોહિની, તું તારી સગાઈ તને નહીં ગમતા કરૂપ મૂર્ખ અને ગુણહીણ પુરૂષ જોડે થયલી સાંભળીને શોકાતુર થઇછે. અને નિત્ય ઉદાસીમાં ચિંતા કરી કરી તારા કોમળ ગૌર શરીરને સુકવી નાખેછે તેથી મને ઘણું દુખ લાગેછે, માટે એમ શોક કરવેને ચીંતામાં રેવું ત્યાગ કરી, સર્વ શક્તીમાન પરમ કૃપાળુ પરમેશ્વર ઉપર દ્રઢ વિશ્વાસ રાખ કે તે સર્વનું સારૂંજ કરેછે તેમ તારૂં પણ તે દયાળુ નિશ્ચય રૂડુંજ કરશે. મારી કથા ઉપરથી તેં જોયું છે કે તારા કરતાં અતિ વિકટ સંકટમાં ફસી ગયલી ત્રણ રૂપાળી અને ભણેલી ઉત્તમ લક્ષણ વાળી કન્યાઓને તેમના પિતાએ પ્રથમ તો હિણવર જોડે પરણાવવા ધારેલી, કોઇને દુષ્ટ માણસોએ પકડી જઈ જબરદસ્તીથી પરણવા કેદ રાખેલી. એવી નિરદોષ કંન્યાઓએ જેમ પરમેશ્વરનો આશ્રય રાખી પડતી વિપત્તીઓ ધૈર્યથી સહન કરી તો તેમનો સંકટનો સમય જતો રહ્યો અને પરમેશ્વર કૃપાથી મનોહર ભરતારની પ્રાપ્તી તે ત્રણે કંન્યાઓને થઈ. માટે મારૂં કેવું, હે સખી મોહિની તું નિશ્ચય ધ્યાનમાં લે. અને તારૂં ચિત્ત સ્વસ્થ રાખી જગતના પેદા કરનાર મહા સમર્થ અને ન્યાય રૂપ નારાયણ ઉપર ભરોસા રાખ તે તારો મનોર્થ પુર્ણ કરશે.

માલતીની કથા અને તેની શીક્ષા મોહિનીએ એક ચી- ત્તથી શ્રવણ કરી. તેના ચિંતાતુર મનનું સમાધાન ઘણું ખરૂં થયું અને તે શાંતીને પામી હોય એવું તેની મુખ ચ- ર્યા ઉપરથી ભાસવા લાગ્યું. અને તે બોલી કે મારી પ્રિય માલતી તારી કથા અતી ઉત્તમ છે. અને તેમાં પરમેશ્વ- રના અદ્ભુત કૃત્ય અને નિયમનું યથા યોગ્ય વરણન તથા તેમાં આવેલા મનુષ્યોના રૂપ ગુણને સ્વભાવ વગેરેના યથા સ્થિત ચિત્ર આપેલાં છે, તેથી ઘણે દરજ્જે તારી મતલ- બ તેં પુરી કરી છે. કારણ મારૂં મન અતિ તિવ્ર વ્યગ્રતા- ને પામ્યું હતું તે તારી કથા શ્રવણ કરતાં કાંઈક સ્વસ્થતા પામ્યુંછે તેની સાથે મારો વિશ્વાસ તે પરમ દયાળુ પરમેશ્વર ઉપર સ્થીરતાને પામ્યો છે. અને તેજ મારા ઉપર અનુ- ગ્રહ કરવાને સમર્થ છે, એવો નિશ્ચય થયો છે. તેની ઈ- ચ્છા અને શક્તી આગળ અલ્પ પ્રાણીઓની કંઈજ ગણ- ત્રી નથી. માણસ અજ્ઞાનવડે એમ માનેછે કે મેં આમ કર્યું અને હું આમ કરૂંછું તથા હુંજ આમ કરીશ. સર્વ કર્તા અને સર્વનું મૂળ તો તે પરમેશ્વરજ છે અને તેનીજ સત્તાનુંસાર સર્વ વિશ્વનો વ્યવહાર ચાલી રહ્યો છે. માટે તારા ઉપદેશ પ્રમાણે મારા મનને પ્રિય શંકરલાલનો મારી સંગે સંબંધ પરમેશ્વર કરનાર સમર્થછે એમ મેતો દ્રઢ કર્યું છે. અને આ મારી દ્રઢતાની સત્યતા તે જગતપતી કરે ત- ને માટે હું અતઃકરણમાં ક્ષણે ક્ષણ તેનું ચિંતન કરૂંછું.

માલતીએ મોહિનીના આવાં વચન સાંભળી પોતે ઘણી સંતોષ પામી એવું કહ્યું. ત્યારે ફરીથી મોહિની બોલી સખી તારી કથામાં જફરશાહ કેદમાં રહ્યો છે તેનો પરિણામશો થ- યો એ કાંઈ આવ્યું નથી, માટે કૃપા કરો તેનું યથાર્થ વરણન સાંભળવાની મારી વૃત્તી થઈછે. અને તારા જાણ- વામાં હોય તો તું મારી ઉપલી અભિલાષા પરી પુર્ણ કરશે:-

સમાપ્ત.